ાગો, જેને તેને તે ખુંધાને કેમ મારી .ા હતો તેથી, તથા તે તેની લોઠને જ્યાં .ા ખ્રીસ્તી વેપારીએ જોઇ હતી ત્યાં મુકી આયો હતો તે કહ્યું. તે બોલ્યો, "તમે એક બેગુનાહ આદમીને મારી નાખવા જતા હતા, કારણ જે સખસ હાથ લગાડવા આગમજથીજ મુવેલો હતો તેને તે ફરી મારી કેમ નાખી શકે? મે એક મુસલમીનનું ખુન કર્યું એજ મારા દીલને ડંખવાને થોડું નથી અને તેમાં વ એક બે ગુનાહ ખ્રીસ્તીનાં મોહતનું હું કારણ થઇ પડવાને ચાહતો નથી."

સેહરાઝાડીને ઝઝખલું દેખાવાથી મુગી રહી ગઇ, અને વખત થતાં આગલ નીચે પ્રમાણે બોલવા લાગી:—



## રાત ૧૨૯ મી.

શાહેબ, તે બોલી, ખાસગરના સુલતાનને ખોરાકી પુરી પાડનારને પોતાને ગુનેહગાર કબુલ થયલો જોઈ, સરકારી અમલદારને પેલા વ્યાપારીને ઇનસાફ આપ્યાં વગર ચાલ્યું નહી. તેને જલાદને કહ્યું, "એ ખ્રીસ્તીને છોડી દે, અને એની જગાપર આએ સખસને સુલીએ ચહડાવ કારણ એના કેહવા પ્રમાણે ખુનનો અપરાધ એનાપર સાબેત થાયછે." એપરથી જલાદ તે વ્યાપારીને છોડી દીધો, અને ખોરાકી પુરી પાડનારના ગલાંમાં ફાંસીનું દોરડું નાખ્યું; પણ તરતજ તેને યાઉધી દાકતરને તેને ફાંસી નહી દેવાની વીનનતી કરતો સાંભળયો તથા તેને પોતાને સુલીની આગલ જવા દેવાને લોકોની ભીડમાંથી રસ્તો કરવા કહ્યું.

નયાયધીસ સામે આવતાજ તે બોલ્યો, "નામવર શાહેબ, આએ મુસલમીન જેને તમો ફાંસી ચહડાવોછો તે બે ગુનાહછે. ગુનેહગારતો હું છું. ગઇ રાતના એક અનજાનો મરદ તથા ઓરત મારા બારના આગલ એક આજારી આદમીને લેઇને આવ્યાં; મારી ચાકરડીએ વગર બતીએ જઇ બારનું ઉગાડયું, તેને તેઓએ એક સીકો આપ્યો અને અરજ કરી કે મને પેલા આજારી શખસને જોવાને બોલાવે. તે મને એ ખબર પોંહચાડતી હતી તેટલાં તેઓ પેલાં આજારી આદમીને દાદરને છેક મથાલે મુકી કે ગેપ થઇ ગયાં. મારી ચાકરડી મીનબતી સલગાવે તેને વાસ્તે ખોટી રેહવા વગર હું ચાલતો થયો, અને અંધારાંમાં પેલાં આદમીને મારી ઠોકર લાગી, જેથી તે છેક નીચે ગગડી પડયો. છેલે મને તપાસ કરતાં માલમ પડયું કે તે મરી ગયો હતો, અને તે આએ ખુંધો આદમીજ હતો કે જેના ખુનને માટે હાલ તમો બીજાને સજાએ પોંહચાડવા જતા હતા. હું મારી બાયડી સાથે મલી તેની લોઠ ઊંચકી મારા પડોસીનાં છાપરાં પર લઇ ગયો તથા ત્યાંથી ધુમારીઆંમાં થઈ તેનાં ઓરડામાં ઉતારી મુકી, જેને વાસતે હાલ તમે એને ફાંસી દેવા કાહાડયોછે. એ ખોરાકી પોંહોંચાડનારે ધાર્યું કે તે ચોર હતો તેથી તેને મારવા પછે મુવેલો જોઈ પોતે તેનું ખુન કર્યું એવું માનવા લાગો.

પણ એને કાંઈ ખુન કર્યું નથી, જે તમોને મેં ઉપર જનાવેલી હકીકતપરથી માલમ પડ્યું હશે; એનુ ખુન કરનાર ખરેખર તો હું જછું; અને જો કે તે મારાંથી અણજાણતાં થયુંછે, તોપણ મારા ગુનાહની સજા ખમવાનો મેં ઠેરાવ કર્યોછે કે જેથી બે મુસલમીનના ખુનનો હું જ નહી થડું."

સુલતાંનાંને ઉજરડું દેખાવાથી તેણીએ આગલ ચલાવવી ફરી વખત થાય ત્યાંવેર બંધ કરી.


રાત૧૨૭મી.

તે બોલી, સાહેબ, વડા નીયાયધીસની ખાતરી થઇકે યાહુદી દાકટર ગુનેગાર હતો તેથી તેને જલાદને હોકમ કર્યો કે દાકટરને ફાંસી ચહડાવવો તથા સુલતાંનને ખોરાકી પોહોંચાડનારને છોડી મુકવો. એ હોકમને માંન આપી બચારા દાકટરને તેઓ ફાંસી દેવા નીકલ્યા. પણ તરતજ પેલો દરજી વચેથી નીકલી આવ્યો, અને બુમ પાડી જલાદને ઠોબવાને વાસતે કહ્યું કે પોતાનો વાંક નયાયધીસ આગલ કબુલ કરવાને તેને બની આવે. તેને પાસે જતાંજ કહ્યું, "મારા નામવર સાહેબ, ત્રણ નીરદોષ આદમીનો જાન જતો જરામાં બચ્યોછે; પણ જો તમો જરા ધીરજ રાખી મારી વાતો સાંભલશો તો ખુંધાને મારી નાખનાર ખરો ખુની કોણ હતો તે હું તમોને જણાવીશ. જો એના મોહતને માટે કોઇપણ સખસને સજા થવી લાયક હોય- તો તેમને થવી ઘટેછે. ગઈ કાલે સાંજની વેળાએ હું દુકાંનમાં બેઠો બેઠો કાંમ કરતો હતો તથા જરા ખુશ મીજાજમા હતો ત્યારે આએ નાહનો ખુંધો મારા બારણાં આગલ આવી બેઠો; એ અરધો દારની કેફમાં ચકચુર બનેલો હતો. તે બેઠો બેઠો ગીત ગાવા લાગો જેપરથી મેં તેને મારે ઘેરે મેજબાંન દાખલ જમવાને નોતરૂ દીધું. એને મારૂ ઇજન કબુલ રાખ્યું, તથા મારી સાથે આવ્યો. અમો જમવાને બેઠા અને મેં એના પાસે માછલીની રકાબી મેલી; પણ તે ખાતાં એને ગળાંમાં કાંટો ખુટ્યો; અને જો કે મેં અને મારી બોરતે તે કાહાડવાના ઘણાબી ઉપાય કર્યા પણ તે સઘલા ફોકત ગયા અને એ થોડાવારમાં મરી ગયો ! એના મોહતથી અમોને ઘણું લાગું; અને તેને માટે સજા થવાની બીહકથી અમો તે યાહુદી દાકટરને ઘેર લેઇ ગયાં તથા તેનું બારણું ઠોકયું. ચાકરડી જેવી નીચે આવી કે મેં તેણીને દાકટરને બોલાવવા કહ્યું કે અમારી સાથે લાવેલાને તે તપાસી જોએ; તથા તે આણાંકાંની નહી કરે તેને માટે મેં તેણીને તેને આપવાને માટે પૈસા આપ્યા. તેણીના જવા પછે મેં ખુંધાને દાદરને મથાલે લઈ જઈ મુકયો, અને પછે મારી બોરત સાથે જલદી ઘેર જતો રહ્યો. દાકટરે અજાણપણે તે મુરડાંને નીચે ગગડાવી દીધું તથા પોતે તેને મારી નાખેલો ધાર્યો. એટલાં માટે દાકટરને છોરી દઈ એની જગ્યાપર મને સુલીએ ચહડાવો."

યાયધીસ, તથા સઘલું ભેગું મલેલુ નાહના ખુંધાના મોહોતને માટે બને બેબ બનાવોની તવારીખ સાંભલી બહુ-બ થવા લાગા. નયાયધીસે કહ્યું, "ચાઉ-ટરને છોડી મુકો અને આએ દરજી પો-ગુનાહ કબુલ કરેછે વાસ્તે એને ફાંસી દ-ઓ. ખચીત આએ ઘણી અજાએબ કાહાંની અને એ સુનાના અક્ષરે લખી રાખવી ઘટેછે.' જલાડે દાકટરને છોડી દીધો તથા દરજીને સુ-લીએ ચહડાવાની સઘલી તૈયારી કરી.

સુલતાંનાં બોલી, "પણ શાહેબ, દીવશ રોશન થયોછે !




સુલતાંનાંએ પોતાની રહેલી વા-ર્તા માંડી.

"સાહેબ, જ્યારે પેલા ખુંધાનુ ...ર પેલા દરજીને ધારી તેને ફાંસીએ ચહડાવાની તૈયારી કરવા માંડી ત્યારે કાશગરનાં સુલતાંને પોતાનાં ખુંધા મશકેરાને પોતાની પાસે બોલાવાની ઈછા કીધી. પણ તેને જણાવામાં આવ્યું કે તે ખુંધો ગઈ રાત્રે દારૂ પી છાકતો થયો અને મેહેલમાંથી છટકી બાહાર પડયો અને શાહવારને તો તે મુવેલો જણાયો. એ વીશેની ખબર વડા નીઆએ કરનારને કહી એક આદમીને તેનું ખુન કરવાનો વાંક મેલી ઉભો કરયો એ વગેરે સઘલી કેફીઅત તે સુલ તાંનને કહી.

એ ખબર સાંભલી સુલતાંને તુરત પોતાનાં ...ને તે ફાંસી દેવાની જગાપર મોકલ્યો, ...યા દરજી ગુનેહગારને તથા ...ગલ ઝડપમાં આ-...ે મારી નાખવાની ... પોહોચ્યો અને જલાદનાં ફટકાથી તેને બચાવી લીધો. પછે સુ-લતાંને કેહેવાડેલો હોકમ તે નીઆયાધીશને કહી સંભલાવ્યો જે પરથી તે ખ્રીસ્તી વ્યાપારીને–તે ખોરાકી પુરી પાડનારને, યાહુધી તબીબને અને એ દરજીને લઈ પોતે તે શુલતાંનની હજુર હાજર રહયો અને તે ખુંધાની લોઠ પણ સાથે ઊંચકાવી લઈ ગયો.

સુલતાંન નજદીક જતાંજ તે નીઆયાધીશે ગુંઠણપર પડી સઘલો હેવાલ તેને કહી સંભલા-વ્યો જે સાંભલી તે બેહદ અજાએબ થયો અને પોતાના ખાશ નવીસંદાને બોલાવી એ સઘલી કેફીએત લખાવી લીધી. સુલતાંનની એ અજા-એબી સાંભલી પેલો ખ્રીસ્તી સોદાગર બોલયો, "અએ નામદાર શેહેનશાહા, હું બીજી એક એવી વાર્તા જાણુંછ કે એનાં કરતાંબી તે વ-ધારે અજાએબી પેદા કરેછે. અને તેની કેફીએત એવી છે કે સાંભલતાં કોઇને પણ લાગ્યા વના રેહે નહીં. તે તમો નામવરનો હોકમ હોય તો કહી સંભલાઉં."

સુલતાંને તે સાંભલવાની ઈછા દેખાડી તેથી તે બોલયો.



# ખરીસ્તી સોદાગરે કહેલી વાર્તા.

"સાહેબ—હું મારી વારતા શરૂ કરૂં તે આગમચ જણાઉંછ કે તમો નામવરનાં રાજનાં કોઈબી ભાગ પર જનમવાનુ નસીબ હું લઈ આવ્યો નથી. પણ મારો જનમ શ્રી ફેરોમાં થયો હતો અને તેથી કરી આ મુલકમાં હું કેવલ અજાણ્યો છું. હું ખ્રીસ્તી ધરમ પાલનારો કોશટ જાતનો છું. મારો પદર એક દલાલ હતો તે મરતી વેલા મારે શારૂં મોટી દોલત ભેગી કરી મરી ગયો. હુંબી તેનોજ પેશો લેઈ મારી જીંદગી ગુજારવા લાગો. એક દીવસે ફેરો શેહેરમાં હું એક ધરમશાલામાં ઉભેલો ... જુવાંન ખુબશુરત મરદ માર અને સલાંમ કરી તુરકસ્તાન નામના અનાજનો નમુનો પેડેથી છોડી મને દેખાડયો અં ભાવ શું ઉપજશે?

પણ એટલામાં તો વખત થ... સુલતાંનાં મુગી થઈ અને આવતા પોતાની વાર્તા મુલતવી રાખી.



## રાત ૧૨૯ મી.

શેહેરાજાદીએ વખત થતાંજ પોતાની વાર્તા ચાલુ કીધી, તે બોલી "શાહેબ પેલા ખ્રીસ્તી સોદાગરે તે સુલતાંનને કહયું કે મેં તે અનાજ તપાસ્યો અને તેનો ભાવ એક બુશલનાં સો દીરમ આવશે એવું જણાવ્યું જે પરથી તેણે એ અનાજ એ ભાવે વેચાવી આપવાને તથા પોતાના રેહેઠાંનની નીશાંન આપી તથા તે નમુનો મારા હાથમાંજ રહેવા દઈ ચાલતો થયો મેં તે પછે બીજા વેપારીઓને દેખાડયો જેઓ બધા જણા તે ખરીદવાને તઈયાર થયા એટલુંજ નહીં પણ દશ દીરમ મારી મેહેનતના બદલામાં બીજા આપવા માગ્યા. એ ઉપરથી મોટા નફાની આશા રાખી હું તે જવાંન મરદ પાસે ગયો અને તે પણ મારી રાહા જોતો ત્યાં ઉભો હતો. તે મને પોતાની દાંણાંની ગયો અને ત્યા સેસમ તેની પાશ દોહોડસે મેં તે બધો માપી ડાંઓ પર લાઈ મોકલાવ્યો.

વ્યું. ગભરાતો તથા નાશીપાશીમાં ગરકાવ થ-
ચલો બચારો વઝીર પોતાને ઘેર પાછો ફર્યો.

"આજે સુલતાને, પોતાના એક ખુંધા, વાંકા
પગવાલા, અને ભુત જેવા બીહામના દેખાવના
ઘોડાવાલાને, બોલાવી મંગાવ્યો, અને વઝીરને
તેની છોકરી આએ બદશીકલને આપવાનો હો-
કમ કરી લગનનું નાતું પોતાના આગલજ ચો-
કસ કર્યું તથા તે ઉપર સાખ કરાવી. એ
બેહુનદા લગનની સઘલી તૈયારી હમના થઈ
ચુકીછે, અને આએ પલે મીસરના સઘલા ઉમ-
રાવોના નોકરો પોતાના હાથમાં મસાલ પકડી
હમામખાનાના દરવાજા આગલ પેલા ખુંધા ઘો-
ડાવાલાની વાર જોતા ઉભાછે, જે તેઓ સાથે
પોતાની થનાર ઓરત જે કપડાં પેહડી તૈયારછે,
તે પાસે જવાને નાહવા બેથોછે. જયારે હું કેરો-
થી નીકલી ત્યારે, તેનીની સાથની ઓરતો તે-
નીના લગનના પોશાકમાં મોટા દીવાનખાનામાં
તેને લઇ જતી હતી, જયાં તેનીને તે ઘોડા-
વાલાને આવકાર દેવો પડશે. મે તેનીને દીઠીછે
અને હું ખાતરીથી કહુંછું કે કોઇપણ શખસ
તેની ખુબ્સુરતી તરફ અજાએબી દેખાડવા વ-
ગર રેહેશે નહી."

પરીના બોલી રેહવા પછે તે જીને તેણીને
કહ્યું, "તું ગમે તે કેહે પણ મારી ખાતરી થ-
નાર નથી કે તે છોકરી આએ જુવાન કર્તા
વધારે ખુબસુરત હોય." પરીએ કહ્યું, "હુ તેની
તારી સાથે તકરાર કરવા માંગતી નથી, કારણ
મારે કબુલ કરવું જોઇએછે કે તે ખુબચેહર સાથે
પરણવાને એ તદન લાયકછે, અને જેને તેઓ એક
ખુનધા સાથે જોડવા માંગેછે. હું ધારૂંચ કે આ-
પણને મીશરના સુલતાનના એ કામ વચ્ચે પડવું
લાયકછે, અને આએ જુવાન સખસને તે ગો-
લામને બદલે તેનીની સાથે પરણાવી આપવું
થીક થશે." જીને જવાબ દીધો, "તું ખરૂં કહે-
છે, તારા આવાં મતને માટે હું તારો ઘણો
આભારી થયોછું. ચાલ આપણે મીસરના સુલ-
તાનપર વેર લેઇજીએ; ચાલ આપણે એક દુખી
બાપને દીલાસો આપ્યે, અને તેની બેટી જેતલી
પોતાને દખી થયલી સમજેછે તેતલી તેનીને ખુશી
કર્યે; મારેથી જેતલી બનસે તેતલી એમાં
ફતેહ મેલવવાને હું તજવીજ કરીશ, અને મને
આશાછે કે તેમાં મને મદદ કરવામાં તું જરાબી
પાછલ પડશે નહી. એ જાગે તેની આગમજ હું
એને કેરો લેઇ જાઉંછું અને આપાણી મતલબ
પાર પાડવા પછે એનું શું કરવું તે તુને હું સો-
પુંછું."

પરી અને જીને આએ પ્રમાણે થેડાવ કરવા
પછે, બદરૂદ્દીન હસનને તે જીને આસ્તેથી ઉ-
ચકયો, અને હવામાં ઊડી એક પલકારામાં હ-
મામખાનાની પાસેના એક ઘર આગલ તેને
લેઇ જઇ મુકયો; જે હમામખાનામાથી પેલો
ખુંધો પોતાના ગોલામો સંગાથે જનાર હતો.

નીચે મુકતાંજ બદરૂદ્દીન હસન જાગી ઉ-
ઠયો, અને પોતાને એક અનજાના શેહર વચ્ચે
આવેલો જોઇ અજાએબ થવા લાગો. તે બુમ-
પાડી, ઉથી પોતે કયાં હતો તે પુછવા જતો
હતો, પણ પેલા જીને તેને આસ્તેથી હાથ લગા-
ડયો તથા મુગો રેહવા કહ્યું. પછે તેના હાથમાં એક
મસાલ આપી. જીને કહ્યું, "પેલાં હમાખાનાના દર-
વાજા આગલ જે તોલું એકઠું થયુંછે તેમાં જઈ સાથે
મલી જા, અને જયાં લગન એક દીવાનખાનામાં
તેઓ જાય ત્યાં સુધી તેમની પછવાડેજ તું જજે.
ત્યાં આજ એક જોડાંનાં લગન થનારછે. વરરાજો
એક ખુંધો ગોડાવાલોછે, જેપરથી તેને તું સેહે-
લાઇથી પીછાની શકશે. અંદર જતાં જમના હાથ
ઉપર તું પેહેલોજ રેહેજે, અને તારી પાસે જે
સીકવીનસની કોથલીછે તે ખોલી તેમાંથી જે
નાચનારી તથા ગાનારીઓ તારી પારોથી જાય

તેમને પુસકલ સીકવીનસો ભેત કરજે. દીવાન ખાનામાં જતાંજ વરરાંણીની સાથ જે ઓરતો હોય તે સઘલીને પૈસા આપજે ; પણ દરેક વખતે પૈસા કાહાડવા કોથલીમાં હાથ નાખે ત્યારે તે-માંથી મુથો ભરી સીકવીનસો કાહાડી આ-પી દેજે, અને જરાબી બખીલાઇ કરતો ના. મે તને ફરમાવ્યુંછે તે પ્રમાણે બરોબર ચાલ-વાને ચુકતો ના ; કોઇથીબી જરાએ દરતો ના, અને બાકીનું સર્વ તારા ઉપર તપાસ રાખનારને સોંફજે, જે તેની મરજી માફક સઘલું કર્યા જસે."



ચાલ આપણે મીસરના સુલતાનપર વેર લેઇજીએ. (સફે ૨૮૧.)

જુવાન બદરૂદ્દીન, સઘલી તરબીઅત મલવા પછે, હમામખાનાના દરવાજા આગલ ગયો; જતાંજ તેને પોતાની મસાલ એક નોકરની મસાલથી સલગાવી; અને પછે જાને પોતે કેરોના કોઇ ઉમરાવનો ખીદમતગાર હોય તેમ તેઓ વચે ભેલઇ જઈ, તેઓની સાથે ચાલવા લાગો, અને પેલો ખુંધો જેવો હમામખાનામાંથી નીકલ્યો કે તે તેની પુથે ચાલ્યો. તે સુલતાનની પાયગામાના એક ઘોડા ઉપર સવાર થયો હતો.

દાહાડો રોશન થવાથી સેહરાઝાદી ચુપ થઈ ગઈ, તથા વાર્તાનો નીચલો ભાગ બીજે દીવસે આગલ કહી સંભલાવ્યો.



તેની બોલી, શાહેબ, વઝીર ગાયાફેરે પોતાની વાર્તામાં જનાવ્યું કે, બદરૂદ્દીન હસન, વરરાજાની આગલ ચાલતા ગવઇઆ તથા નાચનારીઓની અંદર ભેલઇ ગયો. ને પોતાની કોથલીમાંથી મુથા ભરી ભરી સીકીનસો તેમને આપવા લાગો. તેને આએ પ્રમાણે દમામ સાથ પૈસા આપતાં જોઇ, જેઓ તે લેતાં તેઓ તેના તરફ તીકી તીકી જોવા લાગાં, તથા તેમને તે એટલોતો ખુબસુરત માલમ પડ્યો કે તેઓને તેનાપરથી તેમની નજર ખીસાડવા ગમતી હતી નહી.

એમ કરતાં અંતે તેઓ વઝીરના દરવાજા આગલ આવી પોંહોતાં, જે બદરૂદ્દીન હસનનો કાકો થતો હતો, અને જેને થોડીજ ખબર હતી કે તેનો ભતરીજો તેની નજદીકજ આયો હતો. દરબાનોએ ગરબર ન થાય તેતલાં માટે બધા મસાલચીઓને બાહેરજ રાખ્યા. બદરૂદ્દીનને પણ તેજ પ્રમાણે અતકાવામાં આવ્યો; પણ પેલા ગવઇઆ તથા નાચનારીઓને અંદર જવાની છુત હતી તેઓ ઉભાં રહી ગયાં અને કહ્યું કે જો તેને અંદર જતાં અતકાવવામાં આવસેતો તેઓ સઘલાં અંદર જનાર નથી. તેઓ બોલ્યાં, "એ કાંઈ ખીદમતગાર નથી, તે એના તરફ તમો જોસો તો તમુને તરત જનાસે. એતો બચારો એક અનજાનો ગ્રહસ્થછે અને આપણા લોકોમા લગન કેમ થાયછે તે જોવા આવેલોછે." એમ કહી તેને પોતા વચે લઈ દરબાનોની સઘલી મંન ઇછતાં તેઓ અંદર તેને લઈ ગયાં. તેઓએ તેના હાથમાથી મસાલ લેઈ મુકી બીજા નોકરને આપી, અને દીવાનખાનામાં જતાંજ ખુંધા વરરાજાના જમના હાથપર તેને ઉભો કીધો, જે વઝીરની બેતી પાસ એક સુંદર તખત ઉપર બેથેલો હતો.

તેની બહુજ ખુબસુરત દેખાતી, પણ બચારીના ચેહરાપરથી માલમ પડતું કે દલગીરી અને નાસીપાસીએ તેનીના દીલમાં ઘર કીધું હતું. એનું કારણ જયારે તેની બાજુમાં બેથેલા પેલા બદ શીકલ વરરાજા તરફ જોશુતો સેહલઇથી વીચારી શકાશે. પોત પોતાની પડવી પ્રમાણે પ્રણનાર જોડાંની બને બાજુપર થોડે નીચેથી અમીરો, વઝીરો, અને સુલતાનના જનાનખાનાની બીબીઓ બીરાજી હતી; તે દરેક જનીએ કીમતી પોશાક પેહડેલા હતા, તથા પોતાના હાથમાં એકકી મીનબતી ધરી હતી.

જ્યારે તેઓએ બદરૂદીન હસનને અંદર દાખલ થતાં જોયો કે તેઓ સઘલીઓની નજર



ખુંધા ઘોડાવાલાના લગનની ક્રીયા.

તેનાપરજ ખોસઇ રહી; તથા તેના ચેહરા, તેની ચાલ ચલગત, અને તેની ખુબસુરતીની તેઓ તારીફ કરવા લાગી. તેઓ તેનાપર એટલીતો ખુશ થઇ હતી કે જરાબી તેને તેમની નજરથી

ચુકવા દેતીઓ નહી. જ્યારે તે બેથો ત્યારે સઘલીઓ ઊઠી તેની નજદીક જઈ તેનો ચેહરો જોવા લાગી. અને તેના તરફ પ્યાર તથા માયા દેખાડવા મંડી.

બદરૂદ્દીન હસન અને ખુંધા બદશીકલ ઘોડાવાલા વચે તેઓએ એટલોતો તફાવત જોયો કે તેઓ સઘલી બદબદવા મંડી અને બોલવા લાગી "આપણા વઝીરની છોકરી આએ ખુબસુરત નોજુવાનને આપવી જોઇએ, અને એ બદશીકલ ખુંધાને હાંકી કાહાડવો જોઇએ!" એટલુજ બોલી તેઓ મુગી બેથી નહી, પણ આવા એક કમકમાત ઉપજાવનારા દેખાવના ગોડાવાલા સાથે એ ખુબસુરત છોડીના નેકા કરી અપાવા માટે તેઓ સુલતાનને ગાલો દેવા લાગી. વળી તેઓ વરરાજાની મશખરી કરવા મંડી, અને તેના ચીરડઇ જવાથી તેઓ એવીતો ખુશી થઈ હસવા મંડી કે તેના ગોંગાતથી ગાયન પણ થોડોવાર બંધ કરવું પડયું. અંતે જલસો પાછો સહરૂ થયો, અને જે ઓરતો વરરાણીને કપડાં પેહડાવનાર હતી તેઓ તેણીની આસપાસ ફરી વલી.

સેહરાઝાડીએ દાહાડો ઉગેલો જોઈ, બીજા રોજસુધી વાર્તા કરવી મોકુફ કરી.*

* અસલ કેતાબમાં ૧૦૧ અને ૧૦૨ મી રાતમાં શમશુદીન મહમદની બેતાને વજંત્રના શરોદ સાથ જે સાત વખત નવાં નવાં કપડાં પેહડાવવામાં આવ્યાં હતાં તેમનું બયાન આપ્યુંછે. એ બેઆન સઘલું કવીતાના આકારમાં હોવાથી, જોકે અરબી ભાષામાં બહુજ દીલખુશ કરનારૂંછે, તોપણ ઇંગ્રેજી અથવા ગુજરાતી ભાષામાં તેતલી મજેહ તેનો તરજુમો કરવાથી કંઈ પણ મલી શકે નહી, તેથી એ બે રાતનું વર્ણન અતરે આપવું અગતનું ધાર્યું નથી.



રાત ૧૦૩ મી.

"સાહેબ", સુલતાનને શેહરાઝાડીએ કહ્યું, "મને આશાછે કે તમો નામવર ભુલી ન ગયા હશો કે ઉપલી જે સઘલી વાર્તા ખલીફ હારૂન અલરીસીદ આગલ કરવામાં આવી તે તેના મોટા વઝીર ગાયાફરે કરી હતી."

તેને વધુ જનાવતાં કહ્યું, દરેકવેળા વરરાંણી પોતાનો પોશાક* બદલી પેલા ખુંધા પાસથી ગઇ ત્યારે તેનીએ તેના તરફ જોયું વતીક નહી, અને બદરૂદ્દીન હશન પાસ જઈ પોતાના નવા પોશાકમાં તેની સાંમે ઉભી રેહવા લાગી. એ વેળાએ, જીનના ફરમાવા મુજબ, બદરૂદ્દીન હસન પોતાનો હાથ થેલીમાં નાખી તેમાંથી સીકવીનસ કાહાડી તેણીની સાથ આવનારી ઓરતોને આપવાને ભુલ્યો નહી. વળી તે સાથે તે પેલા ગવઇઆ તથા નાચનારીઓને ભુલયો હતો નહી. પૈસા લેવા માટે તેઓ એકએકમાં અથડી પડતાં તે જોવાની બહુ મજાહ પડતી. વળી તેઓ તેની સખાવતને માટે બહુ ખુશી થઈ તેનો આભાર માનતાં.

પોશાક બદલાવાની ક્રીયા પુરી થતાં ગાયન બંધ થયું અને સઘલાં જતાં રહ્યાં. વરરાણી બીજા અંદરના એક ઓરડામાં ગઈ જેની સાથ

* દાકટર રસલ કહેછેકે, "લગનના અવસરે સઘલી ઓરતોને પોતાના તરેહવાર પોશાકમાં જવાની તક મલેછે, જેટલાં માટે તે તેઓ બે ત્રણ વેળા નવા બદલેછે. હીંદુસ્તાનમાં એમ એથી પણ વધારે વખત બદલવામાં આવેછે. ઘણીક વેળા નવ નવ વખત તેઓ તે બદલેછે, તેમાં મુખ્ય કરી વરરાણી એમ કરેછે, જેનો છેલો પોશાક સહુથી કીમતી હોયછે, અને જેનાપર તેનો લાલ ગાજનો સુનાંના કસબથી ભરેલો બુરખો નાખેછે.

તેનીની ખીદમતગાર ઓરતોએ જઇ તેણીનું સઘલું ઘરેણું ઉતારયું. દીવાનખાનામાં એ વખતે થોડાક નોકરો, ખુંધો ઘોડાવાલો અને બદરૂદીન હસન, માત્ર રહી ગયા હતા.

બદરૂદીન ઉપર પેલો ખુંધો ગોસસે હોવાથી, તથા રખે તે વઝીરની બેટી લેઇ મેલે એવો તેનામા શક પેદા થવાથી તે બોલ્યો, "અને તારૂં અતરે બધાં ગયાં છતાં ઊભું રેહવાનું શું કામછે? બીજા બધાં સાથ તું કેમ નથી ગયો? નીકલ હંઇથી!" બદરૂદીનને ઉભું રેહવાને કાંઈ પણ કારણ ન હોવાથી પાછો ફર્યો અને શું કરવું તેના વીચારમાં પડ્યો. પણ દરવાજામાંથી બાહાર નીકલે તે આગમજ પેલો જીન અને પરી તેને મલ્યાં અને તેઓએ તેને ઉભો રેહવા કહ્યું. પેલી પરી બોલી, "તું કાંહાં આલ્યો? ઉભો રેહ; ખુંધો હમના દીવાનખાનામાં નથી; મુગે મુગો પાછો ફરી વઝીરની છોકરીના ઓરડામ જા. જેવો તેનીની સાથે તું એખલો પડે કે તેનીને હીમતથી કેહજે કે તું તેનો ખાવીંદછે; અને સુલતાનનો વીચારતો માત્ર એ ઘોડાવાલાને બનાવવાનો હતો. એ અવસરમાં અમે તપાસ રાખશું કે ખુંધો પાછો ફરે નહીં; તું તારી મોહરદાર સાથ રેહવાને જરા પણ અચકાતો ના, કારણ તેણી તારીજ ઓરતછે, ને ખુંધાનું કાંઈ ચાલતું નથી."

જયારે, આએ રીતે પરી બદરૂદીનને હીમત આપતી, તથા શું કરવું તે સીખવતી હતી, ત્યારે ખરેખર ખુંધો દીવાનખાનામાંથી બાહર ગયલો હતો. પેલો જીન એક મોટો બીલાડો થઈ તેની ઉપર ફુંફારા મારતો ગયો. ખુંધો તેને હાંકવા લાગો, ને તેને નહસાડવા હાથ અફાડવા લાગો, પણ જવાને બદલે બીલાડો પાછલા પગપર ઉભો થયો તથા તેના તરફ દોરા કકડાવા લાગો અને આગલ કરતાં જોરથી "મીઆંઊં! મીઆંઊં!" કરવા લાગો અને એક મોટા ઘધેડા જેવડો થયો ત્યાં લગન વધતો ગયો. એ જોઇ ખુંધો બુમ પાડી ઊથત પણ તે એટલો તો ગભરઈ ગયો હતો કે તેનથી બોલાયુંજ નહી ને મોહનું વકાસી તેના તરફ તગર તગર જોવા લાગો. તે પાછો હુસ્યારી પકડે તે આગમજ તે જીન એક મોટી ભેંસના આકારમાં બદલઇ ગયો અને તેને એજ આકારમાં બીહાંમના અવાજે કહ્યું, "નાપેકાર ખુંધા!" જે શબ્દો સાંભલતાંજ તે મરે તોલજ થઈ ગયો અને જમીનપર પડી પોતાના મોહપર જભો નાખીઓ કે તેને તે ભેંસ જનાએ નહી. તે બોલ્યો, "ભેસોના સરદાર તમો મને શું કેહવા માંગોછો?" જીને જવાબ દીધો, "કમબખત, તેં વઝીરની બેટી સાથે પરણવાની કેમ હીમત બાંધી?" ખુંધાએ કહ્યું, "મારા નામવર, મને માફ કરો; જો મે ગુનાહ કીધોછે તો તે મારી બે સમજથી કર્યોછે. મને ખબર ન હતી કે તમો તે બાનુંના ખેરખાહછો; તમોને ગમેતે મને હોકમ કરો હું તે બજાવાને હું તૈયારછું" જીને કહ્યું, "જો તું અતરેથી જરાબી ચવરચોચ, અથવા સુરજ ઉગવા આગમજ એક બોલ વતીક બોલોચ તો તારૂં માંથુ ભાંજી તેનો ખુરચો કરી નાખીશ." એમ કેહતાંજ જીને માણસનો અવતાર લીધો, તે ખુંધાના પગ પકડી ઉચકયો ને તેનું માથું નીચું કરી પગ દેવાલસે અંથીગાવી કહ્યું, "જે કહ્યુંછે તે પ્રમાણે જો સુરજ ઉગવા આગમજ તું જરાબી હીલચોચ તો હું તુને પાછો પગમાંથી ધરી, દેવાલ સાથે તારૂં માંથું ઝીકી, તેનો ખુરચેખુરચો કરી નાખસ."

આએ હાથપર બદરૂદીન હસન જીનના ઉલત આપવાથી અને પરીની હાજરીથી હીમત ધરી પાછો દીવાનખાનામાં ગયો અને ત્યાંથી ગુપચુપ

વઝીરની છોકરીના ઓરડામાં ગુસી ગયો, જ્યાં પોતાના કાંમમાં ફતેહ મેલવવાના વીચારમાંને વીચારમાંજ તે બેઠો. થોડા વખત પછે વઝીરની છોકરી એક બુઢી આયા સાથ આવી, જેની ઓરડાના બારણા આગલથીજ પાછી ફરી.

ખુંધાની બદલી આ એ ખુબસુરત જુવાનને જોઈ તેણી અજાએબી સાથ ખુશી થવા લાગી; જેનીને બદરૂદીને ઘણીજ લાયકાત સાથ આવકાર દીધો. તેણી બોલી, "શું ! મારા પ્યારા દોસ્ત, તમો આએ વખતે અતરે આવ્યા છો તેથી તમો મારા ખાવીંદના દોસ્ત થાવોછો ?" બદરૂદીને જવાબ દીધો, "નહી બાનું, મારી પડવી તે બે સોકલ ખુંધાથી જુદીજછે."

"પણ", તેણી બોલી, "તમો યાદ નથી રાખતા કે એ તમારા શબ્દોથી મારા વરને અપમાન થાયછે." "તે તમારો વર થાય !" તેને જવાબ દીધો, "શું એ વીચાર હજુર તમારા મનમાં થસી ગયોછે ? તમારી ભુલને માટે ખાતરી કરી લેવો; કારણ તમારા જેવી ખુબસુરતી એવાં માણસરૂપી હેવાનને માટે નથી. બાનું, એ શુખતો મારા નસીબને માટે રાખેલુંછે. સુલતાંને તો માત્ર તમારા બાપ વઝીરની મસખરીને માટે એ તાલ લગાવી હતી, પણ તમારા ખરા ખાવીંદ દાખલતો તેને મને થેડવ્યોછે. તમે જોયું હશે કે એ ખાલી ઘોંગને માટે ગવઇઆ, નાચનારી અને આસપાસની બાનુંઓ તથા તમારાં ઘરના સઘલા નોકરો હસ્તા હતા. ખુંધાને તેના તબેલામો અમે પાછો હાંકી કાહાડયોછે અને ફરી તે તમારી નજર આગલ ફતકવાનો નથી."

એ સાંભરી વઝીરની છોકરી ખુશી થવા લાગી, (કારણ પોતાના ઓરડામાં જવા આગમજ તે દલગીરીને લીધે અધમુઈ થઈ ગઈ હતી), અને જેથી તેણી એટલીતો ખુબસુરત દીસવા લાગી કે બદરૂદીન તેણીને જોઈ ઘેલો બની ગયો.

તેણી બોલી, "હું આતલી ખુશ ખબરની આશા રાખતી ન હતી; અને મે મારી સઘલીજીંદગી રદ થયલી સમજી હતી. પણ મારૂં એકબાલ એટલુંતો જોરાવર નીવડયું કં મારે હાથ મારા પ્યારને લાયક તમારા જેવો નબીરો આયોછે."

બદરૂદીન હુસન, આવી નેકબખત બાનું પોતાને સ્વાધીન થયલી જોઇ, બેહદ ખુશી થઈ ગયો, અને પોતાનો ઝભો ઉતારી તે, પેલા યાઉધીની આપેલી થેલી સાથ, જે તેના આતલા બધા પૈસા વેરવા છતા ભરેલીને ભરેલી હતી, એક બાજુપર મેલી, તેણીની સાથ ખુવાબગાહની જગાપર ગયો.

દીવસ રોશન થવાનો વખત નજદીક આવવાથી, શેહરાઝાડી ચુપ થઈ ગઈ; પણ બીજી રાતના વખતસર ઉથાડવાથી તેણીએ વાર્તા પાછી નીચે મુજબ કરવા માંડી:—




સહવાર થવા આગમજ એ જોડું હજુ સુતેલું હતું ત્યારે જીન અને પરી સાથે મલવાથી પેહલાએ કહ્યું, "આપણું કામ જે, ફતેહમંદીથી પાર ઉતરયુંછે તેનો છેડો લાવવાનો હવે વખત

થયોછે; થોડા વખતમાં સઘલે અજવાલું થઈ જસે તેમા આપણને ફરી પડવું ન જોઇએ; તું જઈને તે જુવાનને ઉઠાડવા વગર ઉંચકી લાવ."

સકસ, જે સીરયામાં આવેલુંછે. તેના દરવાજા આગલ જઇ પોહતી; જયાં તેઓ પોહતાં ત્યારે મસજીદમાંથી સહવારની બંદગીની બાંગ મ.રતાં તેઓ એ સાંભરી. તે પરીએ બદરૂદીન હસનને



ગઈ રાતે જયારે સુવા ગયો ત્યારે હું કેરોમાં હતો. (સફે ૨૮૯.)

પરી, જે ઓરડામાં એ માટી બઇએર સુતાં હતાં ત્યાં ગઇ, અને બદરૂદીન હસનને તેણી, તેના પેહરન ઉપરજ ઊંચકી લાવી; અને જીન સાથ એક આંખના પલકારામાં તેને લેઇ દમાસકસ... દરવાજા નજદીક આસ્તેથી મુકયો, અને જીન સાથ ગેપ થઇ ગઈ.

સેહરનો દરવાજો ઊગાડવા પછે ઘણાક લોકો બાહાર આવવાથી તે મને એક જુવાન સ-

ખસને માત્ર તેના પેહરન ઉપરજ સુતેલો જોઈ બહુ અજાએબી પેદા થઈ. તેઓ અજાએબીથી વીચારવા લાગા કે તે ત્યાં કયાંથી આવ્યો હશે; કોઇ એક, તો કોઈ તેથી ઉલતુંજ વીચારવા લાગા; પણ કોઇને ખરો બનાવ શું હતો તેની ખબર પડતી નહી.

એ વખતે પવનનો જપાતો આવવાથી તેનું પેહરન ઉડી ગયું અને તેની છાતી ઊગાડી થઇ, જે બરફ કરતાં સફેદ હતી; અને જે જોઇ બધા જના તેની ખુબસુરતીની તારીફ એટલીતો મોટેથી કરવા લાગા કે તેથી તે જાગી ઉઠ્યો.

તેઓની માફક, જયારે પોતાને એક કધી ન દીથેલા અંનજાના સેહરના દરવાજા આગલ તો લાબંધ લોકોની વચે જઇ પડેલો દીઠો, ત્યારે તેની અજાએબીનો પાર રહ્યો નહી. તે બોલ્યો, "તમે મને કેહશોકે હું કયાંછું, અને તમે મારી પાસે શું માગોછો?" તે ભીડમાંથી એક જને તેને કહ્યું, "નોજુવાન મર્દ, આએ સેહરના દરવાજા હમનાજ ઉગડવાથી અમો બાહાર આવ્યા ત્યારે તુને અતરે સુતેલો દીઠો. શું આખી રાત થઇ તું હયાંજ સુતોછે? અને શું તુને ખબર નથી કે તું દમાસકસ શેહરના એક દરવાજા આગલછે?" બદરૂદીને જવાબ દીધો, "હું દમાસકસના એક દરવાજા આગલછું? ખચીત તમો મારી મસકેરી કરોછો. ગેઇ રાતના સુવા ગયો ત્યારે તો હુ કૈરોમાં હતો." તેને એ મીસાલ જયારે બોલતાં સાંભરયો ત્યારે કેટલાએકોને દયા આવવાથી બોલ્યા, "ખચીત ઘણી દલગીરીની વાતછે કે આવો એક ખુબસુરત જુવાન ઘેલો થયલોછે." અને તેઓ ચાલતા થયા.

એક બુઢાએ તેને કહ્યું, "બેટા તું શું બોલેછે તેનો તુંને જરાબી વીચાર નથી. એમ કેમ બને કે તું જયારે હમના દુમાસકસમાછે ત્યારે રાતના કૈરોમાં સુતો હોય?" બદરૂદીને કહ્યું, "તમો કેહવોછો તે ખરૂંછે તોપણ હું કસમ લઈ કહુંછુંકે ગઈ કાલે આખો દાહાડો હું બલસોરામા હતો." તેને એમ બોલતાં સાંભરી સઘલા લોકો હસી પડયા અને બોલી ઉઠ્યા, "ઓ લવકુફછે! એ કોઈ ઘેલોછે!" પણ કેટલાકોએ તેની વએ જોઇ તેની દયા ખાધી, અને એક જને તેને કહ્યું, "બેટા, તું જરા બેભાન દીસેછે; તું જે બોલેછે તેનો તું વીચાર કરતો નથી. એવું કધીબી બનેકે એકજ આદમી દીસના બલસોરામાં, રાતના કૈરોમાં અને બીજી સહવારમાં દમાસકસમાં હોય? ખચીત તું હજુ ઊંગરેતોછે; ચાલ ઉઠ ને જરા હુસ્યારી પકડ." બદરૂદીન હસને જવાબ દીધો, "હું જે કહુંછું તે તદન સાચુંછે, કારણ ગઈ રાતે કૈરો શેહેરમા મારાં લગન થયાંછે." જે સઘલાએ આગલ હસવામાં ભાગ લીધો તેઓ એને એ પ્રમાણે બોલતાં સાંભરી વધારે હસવા તથા મજાખ કરવા લાગા. એને સમજાવનાર બુજરગ ગ્રહસ્થે ફરી કહ્યું, "જરાખબરદારી પકડ, તુંને યાદ આવશે કે એ તેં સઘલું સ્વપનામાં દીથુંછે, અને તેનો વીચાર હજુ તારાં મગજમાંથી ખીસચો નથી." તે જુવાને જવાબ આપ્યો, "જે હું કહુંછું તેની મને બરોબર ખબરછે. મેહરબાંની કરી તમો મને જનાવસો કે સ્વપનામાં હું કૈરો શેહરમાં ગયો હતો તે કેમ બને, કારણ આતલું તો ચોકસજછે કે ત્યાં હું પોતે જાતે હાજર હતો, જયાં મારી ઓરતને મારી સામને સાત વખત જુદા જુદા લેબાસમાં લાવી ઉભી રાખી હતી; વળી જયાં મે એક બદસીકલ ખુંધાને જોયો હતો કે જેની સાથ તેઓ મારી ઓરતને પેહલાં પનાવનાર હતા? એ ઉપરાંત, મને તમે કહી શકશો કે મારા ઝભા તથા પાગડીનું શું થયુંછે, તથા મારી પાસે કૈરોમાં સીક્વીનસની ભરેલી થેલી હતી તે કયાં ગઇછે?"

આએ સઘલી બાબદો તદન સાચી હતી એમ તેમને ખાતરી સાથ તેને જનાવ્યું, તોપણ તેઓએ તેને હસી કાહાડયો, જેથી તે એટલોતો ઘભરાતમાં પડયો કે એ સઘલા બનાવોને માટે શું વીચારવું તેની તેને સમજ પડી નહી.

દીવસની રોસનીએ શેહેરાઝાડીને બોલતી મુગી રાખી; પણ હમેસના અવસરે તેણીએ વાર્તા આગલ ચલાવી.



રાત ૧૦૫ મી.

બદરૂદીન હસન, પોતે કહ્યું હતું તે સઘલું ખરૂંછે એમ ખાતરી સાથ જનાવ્યા પછે સેહરમાં જવાને ઉઠ્યો, જેની પછવાડે લોકોનુ તોલું લાગું તથા તે "ઘેલોછે" એવી બુમ પાડવા માંડી; પણ તે કાંય ઘેલો હતો તેની તેમને જરાબી ખબર હતી નહી. એ પંચાતીમાં પડેલો એ જુવાન એક મીથઇવાલાની દુકાન આગલ જઇ લાગો, અને લોકોથી છુટો પડવા અંદર ભરઇ ગયો.

એ મીથઇવાલો આગલ અરબ લુતારાઓની એક તોલીનો સરદાર હતો; અને જો કે દમાશકસનાં એક રેહવાસી દાખલ તે હાલ રેહતો હતો, તથા ઘણી સારી ચાલ ચલાવતો હતો, તોપણ લોક એનાથી દરતા હતા; તેથી કરીને બદરૂદીનની પછવાડે લાગેલાં તોલાં સાંમે તે આવી ઉભો કે તે તરતજ વીખરઇ ગયું.

મીથઇવાલાએ તે કોણ હતો તથા ત્યાં તેનું કેમ આવવું થયું તેને માટે પુછયું. બદરૂદીન હસને તેને સઘલી હકીકત જનાવી, જે સાથે પોતાનો જનમ, પોતાના પીતા વઝીરનું મોહત, એ સઘલું જરાએ છુપાવવા વગર તેને કહી દીધું. પછે તે શું ભલસોરે મેલી આવ્યો હતો તેથી તેને વાકેફ કીધો; તેના પોતાના બાપની ઘોરપર ઊંગઇ જવા પછે ઉઠ્યો ત્યારે કેરોમાં જઈ લાગો હતો તથા ત્યાં તે એક કુલવંતબાનુ સાથ પરણ્યો હતો તે જનાવ્યું; અને છેલે પોતે દમાસકસમાં આવી પોહતાંથી કેવા ગુચવાડામાં પડયો હતો, તથા આએ સઘલા અજાએબ બનાવોનું કારણ તે સમજી સકતો ન હતો તે કેહેવા લાગો.

મીથઇવાલો બોલ્યો, "તારી તવારીખ ઘણી આચંબા ભરેલીછે; પણ જો તું મારી સલાહ માનેતો, જે તેં મને કહ્યુછે તે કોઈ બીજા આગલ બોલતો ના, પણ બોદા તારાં કમભાયગનો અંત લાવે ત્યાંવેર ધીરજ રાખી મુગો બેસી રેહ. એ વખતવેર તુંને ગમેતો મારી સાથે રેહ; અને મારે પેત કાંઈ ફરજંદ ન હોવાથી હું તુંને તારી મરજી હોયતો મારો દતક કરૂંછું; મને તુને મારા બેતા દાખલ કબુલ રાખવા પછે જેમ મરજીમાં આવે તેમ સઘલાં શેહરમાં તુ ફરજે; કોઈ તુને ત્યારે છેડવાની હીમત કરી શકનાર નથી."

જોકે એ પ્રમાને એક મીથઇવાલાના છોકરા દાખલ રેહવું એ એક મોટા વઝીરના બેતાને છાજતું ન હતું, તોપણ બદરૂદીને પોતાના આવા વખતમાં તેની માંગની કબુલ રાખવામાં વધારે દાહાપણ જોયું. તે મીથઇવાલાએ તેને કપડાં પેહરાવ્યાં અને એક જાહેર અમલદાર આગલ

તેને લઇ જઈ પેતાના છોકરા દખલ કબુલ રાખ્યો.. એ પછે બદરૂદીન તનો સાથે પોતાનું નામ



તની પછવાડે "ઘેલો" આદમી કરી [illegible] બુમ પાડતા લાગા. (પાને ૨૯૦.)

હસન રાખી રહ્યો તથા મીથઈ બનાવાનો ધંધો સાંખ્યો.

આએ બનાવ દમાસકસમાં બનતો હતો ત્યારે સમશુદીન મહમદની બેતી જાગી ઊઠી, અને બદરૂદીનને જતા રહેલો જોઇ, તેનીએ વીચાર્યું કે તેની જાગી ન ઉઠે માટે તે આસ્તેથી ઉથી-

ગયો હશે, અને થોડાવારમાં પાછો ફરસે. એ રીતે તેની વાર જોતી બેથેલી હતી તેવામાં તેનીના બાપ, વઝીરે, (જે સુલતાંને તેને અપમાન કર્યું હતું તેને માટે ઘણો ગેસામાં આવ્યો હતો), તેનીનું બારનુ ઠોકયું, કે આએ દુખ દાયક હાલતમાં તે તેને દીલાસો આપે. તેને તેનીને નામ દઇ બોલાવી, અને તેણીએ તેના આવાજપરથી પારખી કાહાડી જટફથી ઉથી પોતાનું બારનું ઉગાડયું. તેણીએ તેના હાથ પર બોસો લીધો તથા એટલીતો ખુસાલીથી તેણી તેની સાથે ભેતી કે વઝીર તેણીને પોતા માફક દલગીર તથા રડતી જોવાની આશા રાખતો હતો તે ઘણો અજાએબ થવા લાગો.

વઝીરે ગોસ્સામાં આવી કહ્યું, "કમનસીબ ઓરત! તું આવી રીતે મારી સામે આવેછે? જે ભોગ તેં આપ્યોછે તે પછે તું મને આતલી બધી ખુશી સાથ મલવાની હીમત કેમ કરેછે?"

હીંદના સુલતાન આગલ વાર્તા કરતી શેહરાઝાડી વખત થઇ જવાથી ચુપ રહી ગઈ, પણ ધારા પ્રમાણે તેણી તે આગલ ચલાવાને બીજે રોજે ભુલી નહી.




"શાહેબ, મોટા વઝીર ગાયાફરે બદરૂદીન હસનની વાર્તામાં આગલ નીચે પ્રમાણે કહ્યું:—"

આએ નવી પરણેલી ઓરત પોતાની ખુસાલીને માટે તેના પીતાને ગુસે થતાં જોઈ બોલી, "ખોદાને ખાતર મને વીગર તકસીરે થપકો ના આપો; જે ખુંધાને હું ધીકારૂંછું તે મારો ખાવીંદ નથી; હું કંઇ તે હેવાન સાથ પરની નથી. બધાંઓએ તેને હસી કાહાડયો, તથા તેને એટલોતો ઘભરાવી મુકયો કે તે નાહાસી ભરઇ બેથો અને મારો ખરો ખાવંદ તો એક ખુબસુરત જવાનછે."

સમશુદીને તેણીને જહતકી કાહાડી કહ્યું, "એ તે મારી આગલ શું વાત જોડી કાહાડીછે? શું ખુંધો તારી સાથે રાતનાં નહીં હતો?" તેણી બોલી "નહી, શાહેબ, મારી સાથે જે જુવાન ગ્રહસ્થને માટે મે તમુને કહ્યુંછે તે હતો, જેની મોટી આંખ તથા કાલાં ભવાંછે." એ સાંભલી વઝીર સઘલી ધીરજ ખોહી દઈ ક્રોધમાં આવી બોલ્યો, "અએ! કરૂર છોકરી, તું મને ઘેલો કરી મુકસે!" તેનીએ જવાબ દીધો "પીતાજી, મારૂં કહેલું ખોતું માની તમે મને ઘેલી કરસો!" મોટા વઝીરે કહ્યું, "ત્યારે શું આએ ખોતી વાતછે કે ખુંધો—" તેની વચે બોલી ઉથી, "મેહરબાંની કરી તમો ખુંધાની વાત છોડી દેવો. બાવાજી હું ફરીથી એક વખત તમુને જનાવુંછું કે તે રાતના મારી સાથે ન હતો, પણ મારી સાથે મારો પ્યારો ખાવંદ હતો, જે હું ધારૂંછું કે અહીં કેથે નજદીકજ હશે."

સમશુદીન મહમદ તેને સોધવાને ગયો; પણ બદરૂદીન હસન મલવાને બદલે પેલા ખુંધાને ઊંધે મસ્તકે, જેમ જીને તેને દેવાલસે અથીગાવી ઉભો રાખ્યો હતો તેમજ ઉભેલો જોઈ તે ઘણો અજાએબ થયો. તેને પુછ્યુ, "એમ ઉભું

રેહવાનો તુંને શું સબબછે? તુંને એમ કોણે ઉભો કીધો." ખુંધાએ વઝીરને ઓલખવાથી જવાબ દીધો, "અફસોસ! અફસોસ!. એક બેસીકલ જીનની સામેં થઈ તમે મને પરણાવા માગોછો; હું તમારા કેહવાથી બેવકુફ બનવાનો નથી; હવે તમે મને વેચી સકવાના નથી."

સેહરાઝાડી ચુપ રહી ગઈ, અને રોજની વેળાએ આગલ આએ પ્રમાણે પાછું બોલવું સહરૂ કર્યું:—





શમશુદીન મહમદે, ખુંધાને એ પ્રમાણે બોલતાં સાંભરી ધાર્યું કે તે ઘેલા પણામાં બોલતો હશે અને તેથી તેને ફરી સીધો ઉભો થવાને ફર્માવ્યું. ખુંધાએ જનાવ્યું, "સુરજ ઉગવા આગમજ જરાબી નહી હીલવાની હું પુરતી સંભાલ રાખસ. તમોને હું જણાઉછું કે જયારે ગઈ રાતના હું તમારા મેહલમાં આયો ત્યારે એકાએક એક બીલાડો મારી સાંમે આવી ઉભો, અને એક પલવારમાં એક મોટી ભેંસ થઇ ગયો. તેને જે મને કહ્યું છે તે હજું હું ભુલ્યો નથી, તેથી મને અહીંજ રેહવા દેઇ તમે જતા રહો." વઝીરે પાછા ફરવાને બદલે તેને પગમાંથી પકડી સીધો ઉભો કર્યો; પણ તરતજ ખુંધો પછવાડે જોવા વગર નાહસી ગયો; અને મેહલમાં જઈ સુલતાંન સનમુખ ઉભો અને તેના જીને શું હાલ કર્યા હતા તે તેને કહ્યું; જે સાંભરી સુલતાન કલેજું ધરી હસવા લાગો.

શમશુદીન મહમદ આગલ કરતાં વધારે અજાએબીમાં ગરકાવ થઇ પોતાની બેતીના ઓરડામાં પાછો ગયો. તે બોલ્યો, "બેતી, આએ ઓચંબા ભરેલી બાબદનો તું કસો વધારે ખોલાસો આપી શકતી નથી?" તેણી બોલી, "શાહેબ, જે મેં કહ્યુંછે તે કરતાં મારે વધારે જનાવવાનું કાંઇબી નથી. જુવો આએ થોડાંક મારા વરના કપડાંછે, જે તે પાછલ મુકી ગયોછે; કદાચ એમાંથી તમને કાંઇ મલી આવશે કે જેથી આપાણી ગુચવનનો ખોલાસો થશે." પછે તેણીએ બદરૂદીન હસનની પાગરી તેને દેખાડી, જે હાથમા લેઇ ખુબ ધ્યાનથી તપાસી તેને કહ્યું, "જો એ મસુલની ધપમાં ન બનાવેલી હશેતો બચીત એ એક વઝીરની પાગડી હોવી જોઇએ." પછે પાગરીની વચ્ચે કાંઈ સીવી લીધેલું તેને જનાવાથી, કાતર મંગાવી તે ઉખેરી તો જે યાદદાસ્ત પોથી નુરૂદીન અલીએ બદરૂદીન હસનને પોતે મરતી વખતે આપી હતી, અને જે બદરૂદીન હસને ખોવઇ ન જાએ કરી પોતાની પાગરીમાં સીવી લીધી હતી તે, તેને હાથ લાગી.

શમશુદીન મહમદે તે ઉગાડી જોતાં પોતાના ભઈના અક્ષર પારખ્યા, અને તેપર આએ પ્રમાણે લખેલું વાંચ્યું, "મારા બેતા, બદરૂદીન હસનને વાસતે." તે એને માટે વધારે કાંઈ પણ ખોળ કરે તેતલાં, તેના કપડાં તરેથી મલેલી સીકવીનસની થેલી તેની બેતીએ લાવી આપી, જે ઉગાડી જોતાં, સીકવીનસથી તદન ભરેલી માલમ પડી; કારણ મેં આગલ કહ્યું

હતું તેમ બદરૂદીન હસનના ખોલે હાથે બખ-
શેશ કરવા છતાં, તે જીને અને પરીએ મલી



તારો ખાવીંદ તારો પીતરાઈ અને મારા ભાઇનો બેતોછે. (સફે ૨૯૫.)

ભરેલી ને ભરેલા રાખી હતી. તે કોથલીમા મેલેલી
એક ચીઠીમાં તેને નીચે મુજબ વાંચ્યું:—"આએ
આઇસાક યાઉધીના ૧,૦૦૦ સીકવીનસછે;" વ-
ળી તેની નીચે આએ પ્રમાણે વધુ લખેલું હતુ:—

"મારા મેહરબાન શેઠ બદરૂદીન હસનને, આગ-
લા બેહસ્તનસીન નુરૂદીન અલીના જે વાહાણો-

માનું પેહલું વાહાણ સહીસલાંમત બંદરમાં આવી પોંહોંચે તેમાં ભરેલા માલના બદલામા એ આપ્યાછે." એ શબ્દો વાંચતાંવારજ વઝીર ચીસ પાડી એકદમ બેસુધ થઈ ગયો.

સેહેરાઝાડી એટલે આવી અતકી ગઈ અને બીજી રાતના આએ પ્રમાણે બોલી:—



રાત ૧૦૮ મી.

વઝીર શમશુદીન મહમદ, તેની બેતી અને તેણીએ તેડેલો પોતાની બાંડીઓની મદદથી, હુસ્યાર થઈ બોલ્યો, "બેટી, તું ગભરાતી ના; મારી દલગીરીનું કારણ એવુંછે કે તું કદાચ તે માનસેખી નહી. તારો ખાવીંદ તારો પીતરાઈ અને મારા મરનાર ભાઈનો બેતોછે. એ કોથલી માના હજાર સીકવીનસો મને મારો તેની સાથનો કજયો યાદ કરાવેછે; બેશક એ તેને તુને આપેલી રીતછે. એ સઘલાને માટે તે સર્વશકતી વાન કીરતારના શુકર હોજો, અને તેમાં આએ મોજેજા જેવાં કામથી જે તેની બેહદ શકતી જાહેર થાયછે તે માટે આપણે હજારો હજાર આફ્રીન કરવી જોઇએ." પછે, પોતાના ભાઈના અક્ષરો પર નેઘા કરી તે ઉપર તેને ઘણીક વખત બોસા લીધા તથા બેહદ આશું વરસાવ્યાં.

તે ચોપડી તે પેહલેથી છેલે શુધી વાંચી ગયો. તે મધે તેના ભાઈના બલસોરે પોંહતાંની, તેના લગનની અને બદરૂદીન હસનના જનમની તેને તારીખ મલી; અને જયારે છેલી બે તારીખો પોતાના લગનની તથા પોતાની બેતીના કેરોમા થયલા જનમની તારીખ સાથે તને મેલવી ત્યારે તે બેઉ મલતી આવેલી જોઈ ઘણો અજાએબ થયો.

એ ખુસ સોધથી તે એટલોતો મઘન થઇ ગયો કે, પેલી ચોપડીમાંથી મલેલી ચીઠી સુલતાનને દેખાડી, જેથી સુલતાને તેને આગલા બનાવોને માટે માફી બખસી. વળી એ વાર્તા સાંભરી તે એટલોતો ખુશી થયો કે પોતાની પછેની ઓલાદને માટે તવારીખ દાખલ તે લખી રાખવાને ફરમાવ્યું.

એ સઘલો વખત વઝીર, શમશુદીન મહમદને સમજ નહી પડતી હતી કે તેનો ભતરીજો શું કાંમ પાછો દેખાવ દેતો હતો નહી; તે તેની દરપલે વાર જોતો હતો, તથા તેને પોતાની ગોદમાં દાબવાને અધીરો બની ગયો હતો. સાત દાહાડા સુધી તેની ફીકતમાં વાર જોવા પછે તેને માટે આખાં કેરો શેહેરમાં સોધ કરી, પણ કસી ખબર ન મલવાથી તે ઘણો ગુચવાડામાં પડ્યો. તે બોલતો, "ખરેખર આએ બનાવ જેવો અજાએબ બનાવ કધી થયો ન હશે." આગલ ચાલતાં શું બનસે તેની ખબર ન હોવાથી, કેવી રીતે તેની બેતીના લગન થયાં હતાં તેનો સઘલો હેવાલ લખી કાહાડ્યો; તથા તે વેલાએ દીવાનખાનું તથા પોતાની બેતીનો ઓરડો કેમ સીંગારયો હતો, તેમજ તે વખતના બીજા સઘલા બનાવોની તેને ચોકસ નોંધ કરી લીધી. તેજ પ્રમાણે બદરૂદીનની પાગરી, પેલી થેલી અને બીજુ જેબી હતું તેનું એક બંડલ બાંધી એક પેતીમાં બંધ કર્યું.

સુલતાંના એતલે આવી ચુપ થઈ ગઈ, અને વખત થતાં આએ પ્રમાણે આગલ કહ્યું:—




નવ માસ એ વાતને ગુજરવા પછે, વઝીરની બેતીએ એક છોકરાને જનમ આપ્યો. તેને વાસ્તે બાંદીઓ ઊપરાંત એક આચા રાખવામાં આવી; અને તેના મમાવાએ **અજીબ*** કરી તેનું નામ રાખ્યું. એ નાનો અજીબ સાત વરસની ઉમરે પુગો ત્યારે તેના મમાવાએ તેને માટે ઉસ્તાદ રાખવાને બદલે તેને એક પંકાએલી ઇસકોલમાં મોકલ્યો; તથા બે ગોલાઓને તેની સંભાલને માટે રાખ્યા. અજીબ તેના સાથના બીજા નીસાળીઆઓ સાથે રમતો, અને તેઓ સઘલા, તેના કરતાં ઉતરતી પડવીના હોવાથી તેમના ઉસ્તાદની નકલ કરી, તેને ઘણું માન આપતા, જે તેની ખરાબ ચાલો માટે વારે ઘડીએ અખાડા કરતો હતો. આએ છુતથી અજીબ બગડી ગયો. તે મગરૂબ અને તચાક થયો તથા સઘલા ઉપર હોકમ ચલાવા લાગો; અને જો કોઈ તેની સાંમુ થતું તો તેમને ગાળ ભાડતો અને વારેઘડીએ મારવાને પણ ભુલતો નહી.

તુંકમાં સઘળા બીજા નીશાળીઆ તેનેથી કંતાલી ગયા, અને તેમના ઉસ્તાદ આગલ ફરયાદ કરવા લાગા, જે તેમને ધીરજ રાખવા કેહતો. પણ જયારે તેને અજીબને વધારે બગડતો જોયો, તથા તે બહુજ મેહનત આપવા લાગો ત્યારે તેને પોતાના ચેલાઓને એક રોજે કહ્યું, "છોકરાઓ, મારી ખાતરી થઇછે કે નાનો અજીબ ઘણો લુચોછે; તેને કેમ વશ કરવો તે હું તમને કહુંછું, કે ફરી તે તમુંને કંતાલો આપે નહી; નહી, હું ધારૂંછું કે તેમ કીધાંથી તેને નીશાળ છોડવાની ફરજ પડશે. જયારે તે કાલે આવે ત્યારે તમો તેની આસપાસ ફરી વલજો તથા તમારામાંનો એકજન બોલજો કે, 'ચાલો આપણે રમીએ, પણ એવી કબુલાતથી કે જે સઘલા રમવા આવે તેઓએ પોતાના બાપ તથા માએનું નામ કેહવું, અને જેઓ તે કેહવા ના પાડે તેમને આપણે સાથે રમાડવા નહી.' "

બીજે રોજે જયારે તેઓ એકથા થયા ત્યારે તેઓ તેમના ઉસ્તાદના કેહવા પ્રમાણે ચાલવાને ભુલ્યા નહીં. તેઓ અજીબની આસપાસ ફરી વલ્યા, અને એકજને કહ્યું, "ચાલો આપણે કાંઈ દાવ રમીયે, પણ એક બોલીથી કે જે પોતાનું તથા પોતાના માંબાપનું નામ નહી કેહીશકે તેને રમાડવો નહી." બીજાઓ સઘલા બોલી ઉઠ્યા તથા તેમની સાથે અજીએબી કહ્યું કે, "હમને એ કબુલછે. પછે જે પેહલાં બોલ્યો હતો તેને, સઘલાઓને સવાલ પુછવાથી, અજીબ સીવાએ સઘળાએ તેનો બરોબર જવાબ દીધો. પણ અજીબે કહ્યું, "મારૂં નામ અજીબછે; મારી માટાને **ખુબસુરત બાંનુ** કહેછે, અને મારો બાપ સુલતાંનનો વઝીર, શમશુદીન મહમદ છે."

* એ શબ્દનો અર્થ અરબી ભાષામાં અજાએબ કરી થાએછે.

એ સાંભરી સઘળા છોકરા બોલી ઉથ્યા, "અજીબ તું શું બકેછે? એતો તારા મમાવાનું બાપ નથી એવું કેહવાની તમો હીમત ધરાવોછો?" તેઓએ મોટેથી હસી કહ્યું, "નહી, નહી,



અજીમ નીશાળે. (સફે ૨૯૯.)

નામછે, તારા બપનું નહી." તેને ગુસસામાં આવી કહ્યું, 'શુ, વઝીર શમશુદીન મહમદ મારો તેતો તારો મમાવો થાય, અને તેથી તુને હમારી સાથે રમાડવાના નહી." એટલું બોલી

તેઓ સઘલા તેને છોડી ગયા, તથા પોત પોતામા હસવા લાગા, જેથી અજીબને એટલુંતો દુ:ખ લાગું કે તે રડવા લાગો.

તેમનો ઉસ્તાદ જે નજીકજ ઉભો રહી એ સઘલું સાંભલતો હતો તે અજીબ પાસે જઈ કેહવા લાગો, "અજીબ, તુને શું ખબર નથી કે વઝીર સમશુદીન મહમદ તારો પીતા નથી, પણ તે તારો મમાવો તથા તારી માએ **ખુબશુરત બાંનુ**નો બાપ થાય? તારા બાપનું નામ તારીજ માફક અમને પણ ખબર નથી. અમને માતર એટલીજ ખબરછે કે સુલતાન તારી માતાના એક ખુંધા ઘોડાવાલા સાથ નેકા કરાવનાર હતો; પણ કાંઈ નહી સમજ પડે એવા બનાવથી તે જોડું સંધાયું નહીં."

સેહરાઝાડીનો મુંગા રેહવાનો વખત થવાથી તેણીએ વલતી રાતના આએ પ્રમાણે આગલ વાર્ત કરી:—



## રાત ૧૧૦ મી.

અજીબને એથી ચાંઈ લાગવાથી, તે ઇસિકોલમાંથી રડતો રડતો ઘેરે દોડી ગયો. તે સીધોજ પોતાની માતાના ઓરડામાં ગયો, જેની તેને દલગીર જોઈ ઘભરાઇ શુ કામ રડતો હતો તેનું કારણ પુછવા લાગી. તે એટલોતો બેહોસ બની રડતો હતો કે કેતલોક વખત જવાબ દેઇ શકયો નહી; અને ઘણે વારે તેની દલગીરીનું કારણ જાહેર કરવાને શકતીવાંન થયો.

જયારે તે હુસ્યાર થયો ત્યારે બોલ્યો, "માએ, ખોદાને ખાતર કહોકે મારો બાપ કોણછે?" તેણી બોલી, "મારા બેતા, શમશુદીન મહમદ, જે તુને પ્યારથી હમેસ રમાડેછે, તે તારો બાપ થાય." અજીબે જવાબ દીધો, "તમો સાચું બોલતાં નથી; તેતો તમારો બાપ થાય, મારો નહી. હું કોણનો છોકરો છું?" એ સવાલથી, **ખુબશુરત બાંનુ**, પોતાના લગનની રાત યાદ આવવાથી તથા ત્યાર પછેના પોતાના લાંબા રંડાપાને અને બદરૂદીન જેવા ખુબશુરત ખાવંદ ખોહી દેવાને માટે, રડવા તથા સંતાપ કરવા લાગી.

એ પ્રમાણે **ખુબશુરત બાંનુ** અને અજીબ બંને રડતાં હતાં ત્યારે વઝીર આવી નીકલ્યો તથા તેમના શોકનું કારણ પુછવા લાગો. અજીબ નીસાળેથી જે ખબર લેઇ આયો હતો તેથી તેણીએ તેને વાકેફ કર્યો, જેથી વઝીરને એટલુંતો લાગી આવ્યું કે તે પણ તેમની સાથે રડવા લાગો, તથા એપરથી એમ વીચાર્યું કે એ વાર્તા આખાં ગાંમમા ચાલતી હોવી જોઇએ, જે વીચારથી તે બહુજ દુખી થવા લાગો.

એ વીચારમા ને વીચારમાં તે સુલતાંનનાં મેહલમાં ગયો, અને તેના પગપર પડી પોતાના ભતરીજા બદરૂદીન હસનની ખોલમાં જવાની રજા ચાહી; કારણ અજીબને માટે લોકો આવા વીચાર રાખે તે તેનાથી ખમાઈ શકાતું ન હતું.

સુલતાંનને પોતાના વઝીરના એ દુ:ખને માટે બહુ લાગતું હતું, તેથી તેને એ તેનો થેડાવ પસંદ કર્યો, અને તેને મુસાફરીએ જવાની રજા આપી. સુલતાને સઘળા રાજા અને સાહાઝાડાઓપર ચીઠી લખી આપી જેમાં તેઓને ઘણીજ એ-

જરખવાહીથી બદરૂદીનની ખોલને માટે વઝીરને મદદ કરવા લખ્યું હતું તથા તેના મલવાથી તેને કૈરોમા લાવવા દેવાની પરવાંનગી આપવાને માંગી લીધું હતું.

સુલતાંનનો ઉપકાર કેમ માનવો તેની શમશુદીન મહમદને સમજ ન પડવાથી તે એકવાર ફરી તેના પગપર પડયો, તથા જે આશું તે વરસાવતો હતો તે તેનો ઉપકાર માનવાની સર્વથી સરસ સાબેતી આપવા લાગાં. અંતે શુલતાનની સઘળી પાંતીની ફતેહ ચાહી, રજા લેઇ, પોતાને ઘેર તે પાછો ફરયો, જયાં પોતાની મુસાફરીની સઘલી તૈયારી કરવા માંડી; તથા એટલીતો ઉતાવલથી સઘલો સરંજામ તૈયાર કરયો કે, ચાર દાહાડામાં તે શેહર છોડી ગયો, તથા પોતા સાથે પોતાની બેતી **ખુબશુરત બાંનુ** અને અજીબને લેતો ગયો.

સેહરાઝાડી દાહાડો ઉગેલો જોઇ મુગી રહી ગઈ; અને સુલતાંને, સુલતાંનાની વાર્તાથી ખુશી થઇ જવાથી, તે સઘળી સાંભલવાનો ઘેડાવ કર્યો. સેહરાઝાડીએ, એ તેની ઉમેદ બીજી રાત્રે વાર્તા નીચે મુજબ આગલ ચલાવી પાર પાડી:—




શાહેબ, મોટા વઝીર ગાયાફરે ખલીફ હારૂન અલરસીદને પોતાની વાર્તા આગલ ચલાવતાં આએ પ્રમાણે કહ્યું:—

શમશુદીન મહમદ પોતાની બેતી **ખુબશુરત બાંનુ**, તથા તેના પૌત્ર અજીબને સાથે લેઈ દમાસકસ જવાને નીકલ્યો. ઓગણીસ દાહાડા લગન કેથે પણ થોભવા વગર તેઓએ મુસાફરી જારીજ રાખી; પણ વીસમે દાહાડે દમાસકસથી થોડે દુર આવેલાં એક ખુશનુમાં મેદાન આગલ તેઓ જઈ લાગા. ત્યાં તેઓ થોભ્યાં અને એક નદી આગલ તેમના તંબુ નાખ્યા; જે નદી શેહરમાં થઈ પસાર થાયછે અને જેથી તેની આસપાસનો દેખાવ વીચીત્ર બની રહેછે.

વઝીરે એ ખુશનુમાં જગાપર બે દીવસ રેહવાનો પોતાનો ઘેડાવ જાહેર કર્યો તથા ત્રીજે દીવસે કુચ આગલ ચલાવાને તેને જનાવ્યું. એ અવસરમાં તેને પોતાના ખીદમતગારોને દમાસકસમાં ફરવા જવાને માટે છુત આપી; અને નજદીક સઘલા જનાઓએ તેનો લાભ લીધો; કેટલાકો એ શેહર જોવાને માટે ગયા કે જેને વાસ્તે તેઓએ આગલ બહુ તારીફ સાંભરી હતી; કેટલાકો એ તકનો લાભ લઈ પોતા સાથે મીસરથી લાવેલો માલ વેચવાને અથવા તો ત્યાંની અજાએબ ઊતપનો તથા ઊંચું કાપડ ખરીદવાના ઇરાદાથી ગયા હતા. **ખુબશુરત બાંનુએ** પણ, અજીબની સંભાલને માટે રાખેલા સીધી ગુલાંમને, તેને સેહર મધે ફરવા લેઈ જવાનો હોકમ કર્યો.

અજીબ ઊંચા પોશાકમાં પૈતાના ઉપરી સાથ ગયો, જેને હાથમાં એક જબરી દાંગ ધરી હતી. તેઓના શેહરમાં દાખલ થતાંજ અજીબની દીવસની રોસની જેવી ખુબસુરતીએ લોકોનું ધ્યાંન

તેના તરફ ખેચ્યું. કેટલાકો તેને સારી પેઠે નીહાલીને જોવા માટે ઘેર મધેથી બાહેર નીકલ્યા; બીજાઓ બારીમાંથી તીંગઈ તીંગઈ તેને જોવા લાગા, અને જેઓ મોહલામા ફરવા નીકલ્યા ઓ ગયા, અને ત્યાં મોટી ભીર થવાને લીધે તેમને ઉભા રેહવાની ફરજ પડી.

જે મીથઈવાલાએ બદરૂદીન હસનને પોતાનો છોકરો કરી લીધો હતો તે ઘણોવખત થયો મરી



......કાપડ વેચાતું લેવાની તક મલી. (સફે ૨૯૬.)

હતા તેઓ તેની પુથે પુથે ચાલવા લાગા; ખરેખર એવું કોઈ પણ ન હતું જે તેને જોઈ અજાએબ થતું ન હતું. નસીબને જોરે જ્યાં બદરૂદીન હસનની દુકાંન હતી તે રસ્તેથી તેગયો હતો, અને પોતાની દુકાંન તથા માલ મીલકતનો તેને વારસ કરી ગયો હતો. એ રીતે બદરૂદીન તે દુકાનનો ધણી થયો હતો, અને તેથી કરી તેને દમાસકસમાં ઘણી આબરૂ

મેલવી હતી. પોતાના દરવાજા આગલ લોકોને ટોલાબંધ એકઠાં થયલાં જોઈ, તથા અજીબને તથા તેના સીધી ગુલામને લોકોને તીકી તીકીને જોતાં જોઈ, બદરૂદીન હસન પોતે પણ તેમને જોવાને બાહાર નીકલ્યો.

વખત થઈ ગયલો જોઈ સેહેરાઝાદી બોલતી બંધ પડી; જેથી અજીબ અને બદરૂદીન વચે શું ગોફતેગો થઇ હશે તે જાનવાની ઊમેદમાં સુલતાન ઉઠી ચાલતો થયો. બીજી રાતના વખત થતાંજ સુલતાનાંએ નીચે મુજબ વાર્તા કહી તેની સંધ પુરી પાડી:—




વઝીર ગાયાફરે કહ્યું, અજીબને જોઇને બદરૂદીન હસનના દીલમાં એક જાતનો જોસ્સો પેદા થઇ આયો, પણ તેનું કારણ તેને સમજ પડતું ન હતું, અને તેના ઊપર એવી કેમ અસર થતી હતી તેથી તે ના વાકેફ હતો. બીજાઓની કાણી તે એ છોકરાની ખુબસુરતી જોઇ બેફાંમ થયો હતો; અને તેને નહી માલમ એવું એક કારણ હતું કે જે તને બેચેન કરતું હતું. એ તેનામાં અસર થવાનું કારણ તેની બાપ તરીકેની નજદીકની સગાઈ હતી: જેથી, તે પોતાનું કાંમ છોડી, અજીબની નજદીક જઈ કાલાવાલા કરી બોલ્યો, "મારા નાહાના શેઠ, તમોએ મારૂં દીલ હરન કર્યુંછે. મેહેરબાની કરી મારી દુકાંનમાં આવી મારી પાસે જે મીથાઇછે તે ખાવાને તસદી લેવો; જેથી તમોને બરાબર નીહાલીને જોવાની મને તક મલે." આએ શબ્દો તેને ઘણીજ લાગણી સાથ કહ્યા, તથા એ વખતે તેની ચશમોમાં પાંણી ભરાઈ આવ્યું હતું. તેને એ પ્રમાણે ઉસકેરાએલો જોઇ અજીબને દયા લાગી, તેથી પોતાના ખીદમતગાર તરફ ફરી તે બોલ્યો, "આએ માણસ એના દેખાવપરથી મને ભલો દીસેછે, તથા ઘણા પ્યાર ભરયાં દીલથી બોલેછે, જેથી હું એનું ઇજન ના કબુલ રાખી શકતો નથી; ચાલ આપણે એના ઘરમાં જઈ એને બનાવેલી મીઠાઈ જરા ચાખી જોઇએ." તે ગોલામે જવાબ દીધો, "એક વઝીરના છોકરો એક મીથઇવાલાની દુકાંને જઇ ખાવા બેશે એ ઘણી સારી વાતછે? હું એવી કાંઈ બેવકુફી ભરી ચાલ તમોને ચલાવા દેનાર નથી." બદરૂદીન બોલ્યો, "અફસોસ! મેહેરબાંન શેઠ, તમારો જેવા એક નોજુવાનને આવા ઘાતકી ગોલાંમને સોંપવું એ ઘણું ના દરૂસ્તછે." પછે પેલા ખીદમતગાર તરફ ફરી તે બોલ્યો, "મારા ભલા દોસ્ત, આએ નાહાના શેઠને મારી અરજ કબુલ રાખવાને મેહેરબાંની કરી ના અટકાવ; મને એટલો દુખી ના કર; તેને બદલે તું પોતે એની સાથે અંદર આવી મારાપર મેહેરબાંની કર, જેમ કરવાથી તું દુનયાંમાં જાહેર કરશે કે તારો ચેહેરો જોકે રાતના જેવો શીહાછે તોપણ તારો દીલ ગુરડો દીવસ માફક રોશનછે." વળી તેને આગલ ચલાવી કહ્યું, "તુને ખબરછે કે તારી કારી ચાંમડી સફેદ બનાવી દેવાને મારા પાસ એક સરસ છુપો ઇલાજછે?" એથી તે ગુલાંમ હસવા લાગો અને બદરૂદીનને પુછ્યું કે તે છુપો

ઇલાજ શું હતો. બદરૂદીને કહ્યું, "જો હું તેથી તુંને વાકેફ કરૂં છું," એમ બોલી તેને સીધી ગો. લામોની તારીફમાં કેટલીક બેહતો કહી સંભલાવી. એ બેહતો સાંભરી તે ગોલાંમ એતલોતો ખુસી થઇ ગયો કે, જરાપણ આનાકાંની કર્યા વગર તેને અજીબને દુકાનમાં જવા દીધો, તથા તેની સાથે પોતે પણ અંદર ગયો.

પોતાની મરજી હાંસલ થવાથી બદરૂદીન હસનની ખુશીનો પાર રહ્યોજ નહી, અને પોતે મુકી દીધેલું કાંમ પાછું હાથમાં લેઈ તે બોલ્યો, "હું હમણા આવાના સમુસા બનાવતો હતો; જેમાથી તમોને હું ખાવાને આપસ. મારી ખાતરીછે કે તે તમુને બહુ પસંદ પડસે; કારણ એ બનાવાને મારી માતાએ મને સીખવ્યુંછે, જેની બરોબર કોઇ બીજુ એ બનાવી શકતુ ન હતું; તથા એ મારી પાસથી વેચાતા લેવાને શેહરના દરેક ભાગમાંના પુશકલ લોકો આવેછે." એમ બોલી પેણામાંથી એક સમુસો લેઈ તેના ઉપર ખાંડ અને બીજો મેવો ભભરાવી તે અજીબ આગલ મુકયો, જેને તે બહુ પસંદ પડયો, તથા તે તેની તારીફ કરવા લાગો.

બીજો એક પેલા નોકરને આપ્યો તેને પણ એવોજ સારો અભીપરાએ તે વીશે આપ્યો.



અજીબ ખીદમતગાર સાથે ફરવા જાયછે. (સફે ૨૯૮.)

તેઓ બંને ખાતા હતા ત્યારે બદરૂદીન હસન ઘણા ધ્યાંનથી અજીબને જોયા કરતો હતો; અને તેના તરફ ફરી ફરી જોયાં પછે તેને એવો વીચાર આવવા લાગો કે તેની ખુબસુરત ઓરતેબી કદાચ એવાજ એક છોકરાને જનમ આપ્યો હશે; જે વીચારથી તે રડવા લાગો. તે અજીબને તેના દમાસકસમાં આવવાને માટે કાંઈ સવાલ પુછવા જતો હતો; પણ એના ખીદમતગારે તેને તેના મમાવાના દેહડાંમાં પાછા ફરવાને બોહસ કરી, અને જેવું તે ખાઈ રહ્યો કે તેને લેઈ તે ચાલતો થયો. બદરૂદીન હસન, તેના તરફ આતલોવાર જોયા કરવાથી સંતોશ ન પાંમવાથી પોતાની દુકાંન તરત બંધ કરી અજીબની પછવાડે ગયો.

આતલે આવી સેહરાઝાદીએ સુર્યના દરસન થવાથી વાર્તા બંધ કરી.


રાત ૧૧૩ મી.

બીજે રોજે સહવાર પડવા આગમજ દીનારઝાદીએ પોતાની બેહનને ઊઠાડી જેણીએ વાર્તા નીચે પ્રમાણે આગલ ચલાવી:—

વઝીર ગાયાફરે વધુ એમ કહ્યું બદરૂદીન હુસન, અજીબ તથા તેના ઊપરી પુઠે દોડયો, અને તેઓને સેહરના દરવાજા આગલ પાછા પકડી પાડયા. તેને પછવાડે આવેલો જોઈ પેલો ગુલામ બહુ તાજુબ થયો. તેને ગોસ્સાથી કહ્યું, "અએ બેહુદા શખસ તું શું માગેછે?"* "બદરૂદીને જવાબ દીધો, પ્યારા દોસ્ત, તું ઘભરાના. મને શેહર બાહેર થોડું કામછે, જેની મને યાદ આવવાથી, તે બજાલાવવાને હું જાઊંછું." આએ જવાબ ગુલામને ખાતરી ભરયો ન લાગવાથી તેને અજીબ તરફ ફરી કહ્યું, "આએ સઘલો તમારો વાંકછે; મને આગમજથીજ ખબર હતી કે તમુને રજા આપવાને માટે પસ્તાવું પડશે; તમે એની દુકાંનમાં જવાને બેહોસજ કરતા હતા. પણ મે તેમ કરવાની રજા આપી એ મારી મુરખાઈ હતી." અજીબે જનાવ્યું, "કદાચ એને શેહર બાહેર ખરેખર કાંઈ કાંમ હશે, અને રસ્તો સર્વને વાસ્તે જવા આવવાને ઉગાડોછે." એમ વાત કરતા કરતા તેઓ પછવાડે જોવા વગર છેક વઝીરના તંબુ નજદીક આવી લાગા. જ્યાં બદરૂદીન તેમની પુઠે હતો કે નહી તે જોવા તેવોએ ફરીને જોયું. અજીબે તેને પોતાથી બેજ દગલાં દુર જોવાથી તેને ધાસતી પેદા થઈ અને તે ફીકો પડી જવા લાગો. તે બીધો કે રખે તેનો પ્રમાવો એવુ જાને કે તે એક મીથઇવાલાની દુકાંને ખાવા ગયો હતો. એવી ફીકરથી તેને પોતાના પગ આગલ પડેલો એક મોટો પથર ઊંચકયો, અને બદરૂદીનપર ફેંકયો, જે તેના કપાલમાં લાગવાથી તેને એવોતો ઘા લાગો કે તેમાંથી નીકલતાં લોહીથી તે સઘલો ખરડઈ ગયો. પથર મારી અજીબ દોરતો તંબુમાં ભરઇ ગયો. પેલા ખીદમતગારે બદરૂદીનને કહ્યું કે તેને જે પોતાની મુરખાઇ કરી હતી તેનું ફલ ચાખવા માટે કાંઈપણ ફરયાદ કરવાનું કારણ ન હતું.

બદરૂદીન શેહર તરફ પોતાના કાંમ કરવાના પોતાંથી લોહી બંધ કરતો શેહર તરફ પાછો ફર્યો. તે પોતાને મનસે બોલ્યો, "મારૂં ઘર છોડી એક નાદાન છોકરા પછવાડે જવાને ખચીત હું બેવકુફ બનયો હતો; કારણ જો તે એમ જાનતે કે મારી કાંઈ બદ મતલબ ન હતી તો તે મને આવી રીતે મારત નહી." ઘેર જઇ તેને

*ગુલાંમને ધાસતી લાગીકે રખેને અજીબની ખુબસુરતીને લીધે તેના પર બદ નજરની અસર થાય. નજર લાગવાનો વેહેમ કેતલાંક વર્ષો થયાં અરબસ્તાંનમાં ખરો માનવામાં આવેછે. એવું માલમ પડયુંછે કે એ નજર ઊતારવા મહમદ પેગમબરે કેટલાક ઉપાઓ દેખાડયાછે જે બીજાં કસાં શાથ મુકાબલો ધરાવતા નથી. તેને જનાવ્યુંછે કે, "આંખથી માણસપર પુરતી અસર થાયછે; કારણ આપણા નસીબમાં ફસાથી ફેરફાર થાય એવું જો કાંઈ હોયતો તે ખચીત ખરાબ નજરથીજછે."

પોતાના ઘા પર પાતો બાંધ્યો, તથા પોતાના દુખપર એવા વીચારથી દીલાસો લાયો કે તેના કરતાં પણ ખરાબ હાલતમા હજારો બીજા લોક હતા.

દીવસ ઉગવાથી સુલતાનાં મુગી રહી ગઇ; અને સેહરીઆર બદરૂદીનની દયા ખાતો તથા આગલ શું બનશે તે જાનવાની હોંસમાંને હોસમાં ઉઠી ગયો.




વલતી રાત આખર થવા આગમજ, શેહરાઝાદીએ, હીંદના સુલતાન આગલ નીચે પ્રમાંણે વાર્તા ફરી ચાલુ કરી:—

બદરૂદીન પાછો પોતાનાં દુમાસકસમાં મીથઇ વેચવાનો ધંધો કરવા લાગો, ને તેનો કાકો શમશુદીન મહુમદ ત્યાંથી ત્રણ દીવસ રેહી આગલ ચાલતો થયો. તે ઇમ્ડાસ, હના અને હલપને રસ્તેથી ગયો; પછે યુફ્રેતીસ નદી ઓલંગીને મરદીન, મઉસુલ, સીનજીઅર, દાયારબેકર અને બીજાં ઘણાક શેહેરોમાં થઇ બલસોરે જઈ પોહોંતો. ત્યાં પોહોચતાં વારજ, તેને સુલતાનસે મુલાખાત કરવા માંગી, જેને તેની પડવીની ખબર પડતાંજ તરત પોતાની સનમુખ માન સાથ બોલાવ્યો, અને તેનુ બલસોરા તરફ મુસાફરી કરવાનું કારણ પુછયું. વઝીરે કહ્યું, "શાહેબ, મારા ભાઈ નુરૂદીન અલી જે તમો નામવરની નોકરીમાં હતો, તેના બેટાનુ શું થયું તે જાનવાને હું અતરે આવ્યો છું." સુલતાને જવાબ દીધો "નુરદીન અલી લાંબો વખત થયો મરણ પામ્યો છે; ને તેના બેટાને માટે જે હું તમોને કહી શકીશ તે માત્ર એટલુંજ છે કે તેના પીતાના મરણ પછે બે માસમાં તે એકાએક કયે જતો રહ્યો છે, તથા ત્યારપછે જે ઘણીબી તજવીજ કરી પણ તે કોઈના દીઠામાં આવ્યો નથી. પણ તેની માતા જે મારા એક આગલા વઝીરની બેટી થાયછે તે હજુર જીવતી છે." સમસુદીન મહુમદ તેનીને પોતા સાથે મીસર લેઈ જવાને સુલતાન પાસે રજા માગી; અને તેને તે કબુલ રાખવાથી, જરાબી થોબવા વગર તેને તેનીનુ ઘર પુછયું, તથા ત્યાં તરત ગયો અને પોતાની બેટી તથા તેનીના છોકરાને સાથે લેતો ગયો.

નુરદીન અલીની વીધવા પોતાના ખાવીંદના ઘર મધેજ રેહતી હતી. તે એક ભપકાદાર મકાન હતું તથા સંગેમરમરના સ્થંભથી સીંગારેલું હતું; પણ તે તપાસીને જોવા માટે શમસુદીન થોભયો નહીં. દાખલ થતાંજ તેને દરવાજા ઉપર તથા સંગેમરમરનાં પથર ઉપર જે સોનાના અક્ષરે પોતાના ભાઈનુ નામ લખેલુ હતું તે ઉપર તેને ચુમી લીધી. તેને પોતાની ભોજાઇસે મુલાખાત કરવા માગી, અને ખીદમતગારોએ તેને જનાવ્યુકે તેણી એક નાના ગુંબજવાલાં ઘરમાં હતી, કે જે જગા તેઓએ તેને દખાડી, અને જે એક મોહટા ચોકની વચે બાંધેલી હતી. એ વીધવા ઓરત સઘલો દીવસ અને રાતનો મોહોટો ભાગ એક ઓરડામાં કા-

હાડતી હતી કે જે મધે પોતાના બેટા બદરૂદીન હસનની ઘણો વખત કાંઈ ખબર ન મલવાથી મુવેલો સમજી તેની ઘોરનો નમુનો બનાવ્યો હતો. પોતાના પ્યારાં બાલકના વીઓગને માટે તેની, સમશુદીન મહમદ દાખલ થયો ત્યારે ફોક મુકી રડતી હતી.

સમશુદીને પેહલાં પોઢા બોલો કહી તેનીને દીલસો આપી રડતી મુગી રાખી તથા પોતાની સાથની સગાઈથી તથા તેના ફેરોથી બલસોરે જવાના કારણથી વાકેફ કરી.

સેહરાઝાડીએ વખત થયલો જોઈ વાર્તા કરવી છોડી દીધી, પણ બીજી રાત્રે નીચે પ્રમાણે તે આગલ ચલાવવાને તેણી ભુલી નહી.




વઝીર ગાયાફરે જનાવ્યું, શમશુદીન મહમદે પોતાની ભોજાઇને તેની બેતીના લગનપર જે જે બનયું હતું તે કહયું, તથા બદરૂદીનની પાગડીમાંથી મલેલી ચોપડીથી તેઓને જે અજાએબી પેડા થઈ હતી તેની સમજન પાડી, તેણીની સાથે અજીબ તથા **ખુબશુરત બાનુ** ની ઓલખ કરાવી.

નુરદીનઅલીની વીધવા જે આએ સઘલી હકીકત દુઃખી દીલે મુડી નીચે નાંખી સાંભલતી હતી તેણીને જેવું એ વાત ઊપરથી માલમ પડયું કે, તેનો બેટો જેને માટે તેણી આતલી બધી માહતમમાં ગીરફતાર હતી, તે હજુ કદાચ જીવતો હશે; તેથી તરતજ ઉઠી તેણીએ **ખુબશુરત બાનુ**ને તથા પોતાના એ પ્યારા છોકરાના વારેસ અજીબને ઉપરાસાપરી કોટી કરી; અને એ નાહના બાલકનો ચેહેરો બદરૂદીનને મલતો જોઈ હરખના આશું વરશાવવા લાગી. તેણીએ અજીબને ચુમી લીધી જે પણ પોતાના સઘલા પ્યારથી તેણીને ભેટયો. શમશુદીન મહમદે કહ્યું, "બેહેન, તમારૂ રૂદન બંધ કરવાનો હવે વખત આવ્યો છે; તમુને હમારી સાથે મીસર આવવું જોઇએ. તમોને લેઈ જવાને બલસોરાના સુલતાને રજા આપીછે, અને મારી ખાતરી છે કે તમો પણ તે કબુલ રાખશો. મને હજુ આશા છે કે આપણે તમારા બેટા અને મારા ભતરીજાને સોધી કાહાડશું; અને જો તે મલી આવ્યો તો, તેની, તમારી, મારી બેટીની અને મારી પોતાની તવારીખ આવતી ઓલાદને માટે લખી રાખવાને લાયકની થશે."

નુરદીન અલીની વીધવાએ એ દરખાસ્ત ખુશી સાથ સાંભલી, અને પોતાની જવાની તૈયારી કરવાનો હોકમ આપ્યો. એ તૈયારીઓ થતી હતી ત્યારે શમશુદીન મહમદે સુલતાન સાથ બીજી મુલાખાત કરવાને ચાહ્યું; જેને તેને ઘણા માન તથા ઇનામ અકરામ સાથ પાછા ફરવાની રજા આપી તથા મીશરના સુલતાંનને માટે ઘણીક કીમતી ભેત આપી; જે સઘલું લઈ તે બલસોરેથી દમાસકસ જવા પાછો નીકલ્યો.

દમાસકસની નજદીક જતાંજ, જે દરવાજામાંથી શેહરમાં દાખલ થનાર હતો તેની બાહેર પોતાના તંબુ નાખવા કહ્યા; અને

ત્યાં ત્રણ દીવસ રેહવાની મરજી જાહેર કરી, કે જેથી તેની સાથના આદમીઓને આસાએસ મલે અને મીસરના સુલતાન સારૂ ત્યાંની અજાએબ ચીજો ખરીદવાને બની આવે.

મોટામા મોટા વેપારીઓ જે રેસમી કપડ લાયા હતા તેમાથી સર્વથી સરસ પસંદ કરવાને તે ગુંથાયલો હતો ત્યારે અજીબે તેના ઉપરી કાલા ગોલામને તેને શેહરમાં ફરવા લેઈ જવા કહ્યું, કે જે આગલ જોવાને તેને વખત ન મલ્યો હતો તે સઘલું તે જોઈ લે, તથા પેલા મીથઈવાલાને જે ઘા કર્યો હતો તેનું શું થયું તેની ખબર કાહાડે. ગોલાએ તેની અરજ કબુલ રાખી **ખુબશુરત બાંનુની** રજા લેઇ તેઓ સેહર તરફ ગયા.

વઝીરના તંબુની સામને આવેલા **બેહેસ્તના** દરવાજાથી તેઓ અંદર દાખલ થયા. તેઓ, મોટા ચોક અને જાહેર જગાઓ જયાં સર્વથી સરસ માલ વેચાતો હતો ત્યાં થઈ, બપોર અને સાંજની વચેના વખતની બંદગીના અવસરે, ઓમીઆદીની ભપકાદાર મસજીદ જોવા ગયા. બદરૂદીન હસનની દુકાંનપર થઇને જતાં તેને સમુસા બનાવતાં બેઠેલો જોઈ અજીબે કહ્યું, "સાહેબ મેહેરબાંન, તમો મને ઓલખોછો; તમોએ મને આગલ જોએલો યાદ આવેછે?"

બદરૂદીન, એ શબ્દો સાંભરી, તેની તરફ જોવા લાગો અને તેને ઓલખી કાહાડયો, તથા બાપના પોતાના બેટા તરફના પ્યારના જોસ્સાએ ફરી એક વાર તેના દીલમાં જોસ કરવાથી પેહેલાં તેને જેવું લાગુ હતું તેમજ આએ વેલાએ પણ તેનું દીલ તેના તરફ દોડવા લાગું. તે એટલોતો બેભાન બની ગયો કે કેટલોક વાર સુધી કાંઇપિણ જવાબ આપીઆ વગર તેના તરફ જોયાજ કર્યું. અંતે હુસ્યારી પકડી તે બોલ્યો, "મારા નાહાના શેઠ, મેહેરબાની કરી તમારા ખીદમતગાર સાથ એક વાર ફરી મારા ઘરમાં આવી મારા બનાવેલા માવાના સમુસા ચાખી જોવો. તમો પછવાડે શેહરની બાહેર હું ગઈ ફરા આવ્યો તે સારૂ તમારેથી હું માફી ચાહુંછું; તે વખતે હું ઘેલો બનયો હતો, અને શું કરતો હતો તેની મને જરાએ ખબર હતી નહી. તમોને જોવાને તમારી પછવાડે જવાને તમે મને લોહોચુંબકની કાંણી ઘસડયો, અને એ તમારા વીશે જે મારામાં જોસ્સો પેદા થયો તેની મને સમજ પડતી નથી."

સેહરાઝાડી એટલે આવી ચુપ રહી; તથા ફરી વખત થતાં આગલ બોલવું શાહરૂ કર્યું.




બદરૂદીનના કેહવાથી અજાએબ થઇ અજીબ બોલ્યો, "તું જે મારા તરફ માયા દેખાડેછે તે હદ્દથી જયાદાછે, અને જયારે હું પાછો જાઊં ત્યારે મારી પછવાડે નહી આવવાની જયાં લગન તું કબુલાત ન આપે ત્યાં શુધી હું તારી દુકાંનમાં પગ મુકનાર નથી. જો તું કબુલાત આપશે, અને તે કબુલાત બરાબર બજા લાવસે તો ફરી હું કાલે પણ તુને મલવા આવસ, કારણ

કે મારા મમાવા વઝીરને મીસરના સુલતાંનને માટે અતરેની અજાએબ જનસો લેવાને વીલમ અજીબ તથા તેનો ખીદમતગાર દુકાંનની અંદર ગયા.



મીથઈવાલાની દુકાનમાં (સફે ૩૦૭.)

લાગસે." બદરૂદીને જવાબ દીધો, "મેહરબાન શાહેબ, હું તમારા હોકમને તાબેછું." એ સાંભલી

બદરૂદીને તેમની આગલ પેહલાંના જેવોજ સરસ માવાનો સમુસો મુકયો. અજીબે બદરૂદીન-

ને બોલાવી કહ્યું, "મારી આગલ આવી બેસ, તથા અમારી સાથે તું પણ ખાવા લાગ." બદરૂદીન તેની પાસે જઇ બેઠો, અને પાસે બેસાડવાથી ખુશી થઇ જઇ તેને કોતી કરવા ગયો, પણ અજીબે તેને ખીસેડી મુકી એટલી બધી છુત લેતાં અતકાવ્યો. બદરૂદીન તેમ કરવાથી દુર રહ્યો તથા અજીબની તારીફમાં કેટલીક બેહતો તરત જોરી કાહાડી બોલી ગયો. તેને પોતે તેમની સાથ ખાધું નહી પણ તેઓની માવજત કર્યા કરી. ખાઇ રેહવા પછે તેને તેઓના હાથ ધોવાડી સાફ કરવાને સફેદ તુવાલ આપ્યો. જે પછે બરફ નાંખી થંદા કરેલા શરબતનું એક મોટું કપ ભરી અજીબ આગલ ધરી તે બોલ્યો, "આએ ગોલાબનું શરબતછે અને મારી ખાતરીછે કે એવો સરસ તમે કધી પીધો ન હશે."

તેમાથી અજીબે થોડોક ખુશી થઇ પીધા પછે બાકીનો પેલા ગુલામને આપ્યો જે બધો એકદમ પી ગયો.

તુંકમાં અજીબ તથા તેના નોકરે સારી પેઠે ખાધા પછે, પેલા મીથઇવાલાનો તેની પરોનાગતને માટે ઉપકાર માનયો, તથા ઘણો વખત થઇ જવાથી તેઓ ઘર તરફ ચાલતા થયા.

શમશુદીન મહમદના તંબુમાં જતાંજ અજીબની બપઇ તેને ઘણા પ્યાર સાથ ભેતી; તેનીના બેતા બદરૂદીનને હજુ ન ભુલવાથી અજીબને કોતી કરતાં તેનીની ચસમો આંશુથી ભરઇ આવી.

તેણી બોલી, "અરે મારાં જીગર! તારીકાની મારા ખોવઇ ગયલા બેતાનેબી જો મને ગોદમાં દાબવાને બનેતો મારી ખુશાલીનો અંત રહે નહીં." તેણીએ અજીબને પોતાકને બેસાડયો, તથા તે, પોતાના સાથી સાથ ફરી શું શું જોઇ આયો હતો તે પુછવા લાગી; અને અજીબને એક માવાનો સમુસો ખાવાને આપ્યો, જે તેણીએ પોતાને વાસ્તે બનાવ્યો હતો તથા બહુ સરસ થયલો હતો. એજ પ્રમાણે તેમાનો થોડોક તેનીએ પેલા ગુલામને પણ આપ્યો.

એટલુ કહ્યાં પછે રાતનો વખત પુરો થઇ જવાથી સેહરાઝાડીને પોતાની વાર્તા આગલ ચલાવવાને બનયું નહીં; પણ બીજે દીવસે હમેસનો વખત થવા આવતાંજ તેણીએ વાર્તા નીચે મુજબ આગલ કરી:—




અજીબ આગલ સમુસો મુકતાંજ તે ભાંજયાં વગર જરા હાથ લગાડી તે ગમતો ન હતો એવું બાંનું કાહાડી ખીસેડી મુકયો; અને શાબાન (જે પેલા ગોલાંમનું નામ હતું) તેને પણ એમજ કર્યું. નુરદીન અલીની વીધવાને એ પ્રમાણે તેમને કરતાં જોઇ બહુ દલગીરી પેદા થઇ. તેણી બોલી "શું મારૂં બચું થઇ મારા હાથની બનાવેલી ચીજને તું ધીકારેછે! યાદ રાખ કે આખી દુનયામાં મારા તથા તારા બાપ (જેને મેજ સીખવ્યોછે), સીવાએ બીજો કોઇ એવા સરસ માવાના સમુસા બનાવી જાનતું નથી." અજીબે જવાબ દીધો, "પ્યારાં માએ, મને કેહવાને રજા આપો કે તમારા કરતાં એક બીજો સખસ વધારે સારા બનાવેછે તેની ત-

મુને ખબર નથી; આએ શેહરમાં એક મીથઇ વાલોછે તે તમોને એ કામમાં પાછલ નાખેછે. અમે તેની દુકાંનેથી હમનાજ તે ખાઇને આયા તથા તે સમુસા તમારા કરતાં ઘણા સરસ હતા."

એ સાંભરી તેની બપઇ ગોલાંમપર ગોસસામાં આવી જઇ બોલી, "શાબાન, કેમ મારા છોકરાને એક મીથઇવાલાને ત્યાં ભીખારીની કાંની ખાવા લેઇ જવાને તુંને સોંફ્યોછે?" તેને જવાબ દીધો, "ખાઇ ખરી વાતછે કે અમે એક મીથઇવાલાની દુકાંને ઉભા રહી તેની સાથે વાત કરી હતી, પણ અમે તેની સાથ ખાવા નહી બેથા હતા." અજીબ બોલ્યો, "માફ કરજો માએ, અમે તેની દુકાંનમાં જઇ એક માવાનો સમુસો ખાધોછે." એથી તે નોકરપર આગલ કરતાં વધારે ચીરડઇ જઇ તેબલપરથી ઉથી તેણીએ શમશુદીન મહમદના તંબુમાં જઇ, તેની આગલ એ વીશે ફરીઆદ કરી, તથા તે એવા શબ્દોમા કરી કે તેથી વઝીર તેને માટે અખાડા કરવાને બદલે વધારે ખફા થયો.

શમશુદીન મહમદ, જે તીખા મીજાજનો હતો, તે આએ વખતે બહુ ચીરડઇ ગયો. તેને તરતજ પોતાની ભોંજઇનાં તંબુમાં જઇ પેલા ગોલામને કહ્યું, "નાપેકાર, તારામાં જે વીસવાસ મુકયો તેનો તું આવો ઉપયોગ કરેછે?" શાબાનપર જો કે અજીબના કેહવાથી વાંક લાગુ પડી ચુકો હતો તોપણ તેને તે વાત માની નહી દીધી. પણ અજીબે જે કહ્યું હતું તે બોહસથી કબુલ રાખ્યું. તેને કહ્યું, "મમાવા, હું તમોને ખાતરીથી કહુંછું કે અમે પેત ભરીને ત્યાં ખાધુંછે; અને તે ઉપરાંત તે મીથઇવાલાએ એક મોટું પ્યાલું ભરી અમને શરબત પાયો હતો. શમશુદીને શાબાન તરફ ફરી પુછયું, "શું, હજુ મીથઇવાલાને ત્યાં તમો ખાઇ આયા તે ના પાડવાની તું હીમત કરેછે?"

શાબાને એટલું છતાં હુજત કરી વાંક કબુલ કર્યો નહી. વઝીરે તેથી કહ્યું, "ત્યારે તું જુથોછે, હુ મારા પૌત્રનું તારા કર્તા વધારે ખરૂ માનુંછું; તોબી જો તું આએ સમુસો ખાઇ જાએતો હુ તારા કેહવામાં સચઇછે એવું માંનસ."

શાબાને પેત ભરી ખાધું હતું તોપણ તેને હા કહી અને એક સમુસાનો કતકો મોહમાં નાખ્યો; પણ તે તેનાથી ગલઇ સકાયોનહી. એટલા ફજેત થવા છતાં પણ પોતાની જુથું બોલવાની બોહોંસ તેને છોડી નહી, અને કેહવા લાગો કે આગલે દીવસે તેને ઘણું ખાધું હતું, તેથી તેને ભુખ ન હતી. એના આવાં નકાંમા બાહાનાથી વઝીરે ગોસ્સામા આવી તથા તે સાથે તેના ઘુનાહને માટે તેની ખાતરી થવાથી, તેને સારી પઠે બાંધી ફતકાવી કાહાડવાનો હોકમ કર્યો. એ પ્રમાણે માર પડતાં તે બેઅકલીએ મોટે બુમ પાડી, અને પોતાનો વાંક કબુલ કર્યો. તેણે કહ્યું, "હા, હું કબુલ કરૂછું કે અમે માવાના સમુસા મીથઇવાલાને ત્યાં ખાધા હતા, તથા જે આએ તેબલપર છે તે કરતાં ઘણા સરસ હતા."

નુરૂદીન અલીની વીધવાએ વીચાર્યું કે ગોલામે તેણીનીપર વેર લેવાને માટે મીથઇવાલાના સમુસાની તારીફ કરી હશે, તેથી બોલી, "હું નહી માનતી કે મીથઇવાલાના સમુસા મારા કરતાં સરસ હોય; અને તેને વાસ્તે મારી ખાતરી કરવાનો મે થેડાવ કર્યોછે. તે કયાં રહેછે? જલડી જઇ ત્યાંથી મારે વાસ્તે એક સમુસો વેચાતો લેઇ આવ." શાબાન બદરૂદીનની દુકાંને ગયો, તથા બદરૂદીનને કહ્યું, "મને એક સમુસો આપ; મારી શેથાણીને તે ખાવાનો સોખ થયોછે." બદરૂદીને એક સર્વથી સરસ જોઇ તેને આપ્યો. તે બોલ્યો, "આએ લે, એ ઘણોજ સરસછે, અને હું તુંને ખાતરીથી કહુંછું

**કે એના જેવો સરસ સમુસો કોઇ બીજાથી બનસે નહી, પણ મારી માય જો હજુ જીવતી** હશેતો તે એવો બનાવી શકશે."

શાબાન જલ્દીમાં પાછો તંબુમાં ગયો, અને તે સમુસો નુરૂદીનની વીધવાને આપ્યો, જેને તે તેના હાથમાંથી છીનવી લેઇ એક કટકો ભાંજી પોતાનાં મોહમાં નાખ્યો. તેણી તે મોહમાં નાખતાં ચીસ પાડી બેસુધ થઇ ગઇ. શમશુદીન મહમદ જે નજદીકજ ઉભો હતો તે એ જોઇ બહુ અજાએબ થયો; તેને તેણીના મોહપર પાંણી છાંટીઉ તથા બનતી કોશેસ કરી તેણીને સુધીમા લાયો. પાછી ખબરદાર થતાંજ તેણી બોલી, "ઓ ખોદા! ખરેજ એ સમુસાનો બનાવનાર મારો પ્યારો બેટો, મારો વાહાલો બદરૂદીન હોવો જોઇએ."

મોડુ થવાથી સેહરાઝાદી બોલતી અટકી ગઇ. અને પાછો વખત થતાંજ બીજે દીવસે તેણીએ નીચે પ્રમાણે વાર્તા કરી:—



## રાત ૧૧૮ મી.

વઝીર સમશુદીન મહમદે તેણી ભોજાઇથી જયારે સાંભળયું કે એ મીથઇવાલો જરૂર બદરૂદીન હોવો જોઇએ, ત્યારે તેની ખુશાલીનો પાર રહ્યો નહી; પણ કદાચ તેણીની ખુસાલી નાપાયદાર થરે, કારણ નુરૂદીનની વીધવાની એ તરક ખોતી પડે એવી હતી, તેથી તે બોલ્યો. "બેહન, તમે ધારોછો કે દુનયામાં તમારા છોકરા જેવા માવાના સમુસા બનાવનાર બીજો કોઇજ મીથઇવાલો ન હશે?" તેણીએ જવાબ દીધો, "એના જેટલા સરસ સમુસા બનાવનાર બીજા ઘણા મીથઇવાલા હશે; પણ હું એક ચોકસ રીતથી બનાઉંછું, તથા તે રીત મારા બેતા વગર મે કોઇબી બીજાને જનાવી નથી, તેતલા માટે આએ સમુસો તેના સીવાએ કોઇબી બીજાનો બનાવેલો ન હોવો જોઇએ." તેણીએ ખુશીમા આવી જનાવ્યું, 'ખચીત ભઇ, એને માટે આપણને ખુશી થવું જાઇએ; આપણી ખાએશ લાંબે વખતે અંતે પુરી પડીછે." વઝીરે જવાબ દીધો, "બાઇ, તમો જરા ધીરજ ધરો. આપણે ખરૂ ખોટું થોડા વારમાં જાનીશું. આપણું કામ હવે એ મીથઇવાલાને અતરે તેડી મંગાવવાનું છે; અને પછે તમે અને મારી બેતી તેને ઓળખી શકશો કે તે બદરૂદીનછે કે નહીં. પણ તમો બનએ તેને છુપઇ જવું જોઇએ, કે તેને ખબર પડયાં વગર તમો પીછાની શકો; કારણ આપણી તેના સાથની મુલાખાત દમાસકસમાં જાહેર થાએ એવી મારી મરજી નથી. મારો વીચાર આપણા ફેરો જવા પછે તેને જાહેર થવાનીછે."

એટલું બોલી, તેઓને તેમના તંબુમાં રેહવા દઇ પોતાનાં તંબુમાં તે ગયો; જયાં પોતા સાથના પચાસ આદમીને બોલાવી કહ્યું, "તમે દરેકજન હાથમા લાકડી લેઇ શાબાન દેખાડે તે મીથઇવાલાની દુકાને જાઓ. ત્યાં જતાં જેબી તમો દુકાનમાં જોવો તેના ભાંજી તુકડે તુકડા કરી નાખો; જો તેનું તે કારણ પુછેતો

તમો તેને પુછજો કે જે સમુસો તેને ત્યાંથી વેચાતો લાવવામાં આવ્યો હતો તે, તેને કે કોઇ બીજા એ બનાવ્યો હતો. જો તે હા કહેતો તેને તરત પકડી બેડી ઘોકી મારી પાસે લેઇ આવજો; પેલા કાલા ગોલામ સાથ સઘલી તુકડી બદરૂદીનને ઘરે ગઇ, અને રકાબી, કીતલી, પોણા તથા બધી બીજી જેબી જનસો આગલ પડેલી જોઇ તેના કતકા કરી નાખ્યા, અને દુકાન મલઇ. શા-



તેના હાથ પીથ આગલથી બાંધ્યા (સફે ૩૧૨.)

પણ યાદ રાખજો કે તેના શરીરને જરાબી ઇજા થાય નહી. જાવો, સેતાબીથી એ બજાવી આવો."

વઝીરનો હોકમ તરતજ બજાવામા આવ્યો. રબત વગેરે જનસોથી બધી તરતી કરી નાખી. બદરૂદીન એથી અજાએબ થઇ રડતે ચેહરે પુછવા લાગો, "ખોદાનેખાતર કેહાકે ભલા આદમીઓ મારો એ પ્રમાણે તમે કાંએ નાશ કરોછો!

એ શું કર્યુંછે? મારો શો વાંકછે?" તેઓએ શાબાનને દેખાડી પુછયું, "આંને મલઇનો સમુસો વેચ્યો હતો તે તુંજ કે?" તેણે જવાબ દીધો, "હા, ને તેને વાસ્તે કોણ ખરાબ કહેછે? હું કોઇબી બીજા સાથ એથી સરસ બનાવવા માટે સરત બકવાને તૈયારછું." તેને જવાબ દીધાને બદલે તેઓએ સઘલું ભાંજતોર કરવાનું સરૂ રાખ્યું તથા બચારાની ભથી વતીક ભાંજી નાખી.

એ સઘલું જોઇ આસપાસના પડોસી ઘભરાઇ જોવા દોડયા, તથા પચાસ આદમીઓને આવું એ અદબીનું કાંમ કરતાં જોઇ તેનું કારણ તેમને પુછવા લાગા. બદરૂદીને ફરી પુછ્યું, મેહરબાંની કરી મને કેહસો કે આવી સજાને માટે મે શું ઘુનાહ કર્યોછે?" તે લોકોએ જવાબ દીધો, "આએ સીધી ગોલામને માવાનો સમુસો તેં વેચ્યો કની?" તે બોલ્યો, "હા, હા, મેંજ વેચ્યો; ને હું ખાતરીથી કહુંછું કે તે ઘણો સારો હતો. હું આએ સજાને પાત્ર નથી." તોયપણ તેનું કહેલું સાંભરચાં વગર તેઓએ તેને પકડયો, તથા તેનીજ પાગડી છોરી તે વતે તેના હાથ પીઠ પછવાડેથી બાંધ્યા, તથા તેને જુલમથી દુકાંનમાંથી ઘસદી કાહાડી સાથે લેઇ ચાલતા થયા.

લોકોના એકથા થયલાં તોલાંએ બદરૂદીનપર દયા કરી તેને વઝીરના માનસોને લેઇ જતા સામને થઇ અતકાવ્યાં; પણ સેહરના હુકમના અમલદારોએ આવી લોકોને હાંકી કાહાડયા, તથા બદરૂદીનને પકડી લેઇ જવામાં મદદ આપી; કારણ શમશુદીન મહમદ પોતે આપેલા હોકમથી ત્યાંના હાકમને વાકેફ કરવા તેને ઘર ગયો હતો, તથા તેને મદદ કરવા તેના અમલદારોની સાહેતા માગી હતી; અને તેથી મીસરના સુલતાનના નામથી આખા સીરયાપર હોકમ ચલાવનાર એ હાકમ પોતાના મુરબીના વઝીરની માંગની ના કબુલ રાખી શકયો નહી.

શુર્ય રોશન થવાથી સેહરાઝાડી વાર્તા આગલ ચલાવી શકી નહી, પણ બીજે દીવસે પાછલી રાત થતાંજ તેણીએ નીચે મુજબ બોલવું સરૂ કર્યું:—




બદરૂદીને, તેને બનાવેલા સમુસામાં સું ભુલ હતી તે જાનવાને, તેને ઘસદી લેઇ જનારાઓથી ઘણુબી કરી પુછયું, પણ તેની સઘલી તજવીજ ફોકત ગઇ. તેઓએ તેને કાંઇબી જવાબ આપ્યો નહી. તુકમાં, તેણે તેઓ તંબુમાં લેઇ ગયા, અને દુમાસકસના હાકમ પાસથી સમશુદીન મહમદ પાછો ફર્યો ત્યાં લગન ત્યાં ઉભો રાખ્યો.

વઝીરના પાછાં ફરતાંજ બદરૂદીન હસનને તેની સામને લેઇ જઇ ઉભો કર્યો. બદરૂદીને આંખમાં આંશુ લાવી પુછયું, "મેહરબાન શેઠ, મને જનાવશો કે મે તમારો સો ઘુનાહ કર્યોછે." તેને કહ્યું, "મારે વાસ્તે જે સમુસો મોકલ્યો હતો તે તેજ કની?"

**બદરૂદીન**—હા શાહેબ તે મેંજ આપ્યો હતો; પણ શાહેબ તેમાં મે શું ઘુનાહ કર્યો?

**શમશુદ્દીન**—તારી એ ચાલને માટે હું તુંને જોઇતી સજા કરસ, એવા ખરાબ સમુસા મોકલવાને માટે હું તુંને ફાંસી દેનારછું.

**બદરૂદ્દીન**—અરે ખોદા! શું ખરાબ સમુસા બનાવવાને માટે ફાંસીની સજા?

**વઝીર**—હા, એથી હલકી સજાની તારે આશા રાખવી નહી.

એ પ્રમાણે તેઓ વચ્ચે વાતચીત થતી હતી, તે અવસરમાં પરદા પછવાડે ઊભાં રહી તેની માય તથા ઓરતને તેને બરોબર જોવાનો તક મલી, જેઓએ આતલાં વરશની જુદાઈ છતાં તેને તરત પારખી કાહાડયો. તેઓ બને ખુશી થઇ બેશુધ થઇ ગઈ, અને હુસ્યાર થતાંજ તેઓ દોડી જઇ બદરૂદ્દીનને વલગી પડત, પણ વઝીરને તેઓએ આપેલા કોલને લીધે પોતાનો જોસ્સો દાબી દેઇ જાહેર નહી થવાની તેમને ફરજ પડી.

સમશુદીન મહમદ રાતોરાત ઉપડી જવાનો ઠેડાવ કરવાથી, તંબુ ઊંચકવાનો હોકમ કર્યો. તથા કુચ સહરૂ કરવાની તૈયારી કરી. તેને બદરૂદ્દીનને એક જાતના પીંજરાં*માં બંધ કરાવ્યો તથા તે ઊંટની પીથપર બાંધ્યું. વઝીર અને તેનાં સાથનાઓએ આખી રાત, તથા આખો બીજે દાહાડો ચાલવું જારીજ રાખ્યું. તથા કેથેજરાએ થોભ્યાં નહીં. સાંજનાં તેઓએ આસાએશ લેવાને એક જગાપર વાસો કર્યો, અને બદરૂદ્દીનને પીંજરાંમાંથી બાહેર કાહાડીઓ કે તેને પણ આસાએસ મલે. પણ તેની માએ તથા ઓરતથી બહુ સંભાલ રાખી તેને વેગલો રાખતા; તથા એ પ્રમાણેજ આખી મંજલ તેને રાખવામાં આવ્યો; જે વીસ દાહાડે પુરી થઈ.

ફેરો આગલ જઇ પોંહોંચતાંજ તેઓએ શેહરની પડોસમાં તંબુ નાખ્યો. સમશુદીન બદરૂદીન પાસે ગયો અને તેનાં દેખતાં તેને માટે એક થાંભલો ઉભો કરવા કહ્યું.

**બદરૂદ્દીન**—તમે થાંભલો સાને માટે ઉભો કરવાનો હોકમ આપ્યો.

**શમશુદ્દીન**—તુને તેની સાથ ખીલા મારી જડી લેઈ, આખાં શેહરમાં ફેરવવા, કે લોકો તારા જેવા એક બેઅકલી મીથઇવાલાથી જાનીતા થાય, તથા મલઇના સમુસામાં મરી નહીં નાખવાને વારતે કેવી સજા થાયછે તેથી વાકેફ રેહ.

એ સાંભલી બદરૂદ્દીન એવોતો ઘબરાઇ બોલી ઉઠ્યો કે સમશુદીન મહમદ જબરીથી હશવું દાબી સકયો. બદરૂદીને કહ્યું, "અફસોસ! શું મને આવાં શરમ ભરેલાં તથા ઘાતકી ઓહતને સવાધીન થવું પડશે, અને તેબી વરી સમુસામા મરી નહીં નાખવાને માટે!"

સેહરાઝાડીને બામદાદ થવાથી મુગું રેહવું પડયું; અને સેહરીઆર બદરૂદીનની ધાસ્તીને માટે હસ્તો, તથા આગલ શું બનયું તે જાનવાની હોંશમાંજ ચાલતો થયો, જે તેની હોંસ હમેંસનો વખત થતાંજ તેનીએ વાર્તા આગલ કરી પુરી પાડી.

* ચીનાઓ પાસે હજુ સુધી એવાં પીંજરાંછે, જેમાં તેઓ તેમનાં બંધવાઓને રાખેછે; તથા તેમને લોકોને દેખાદવા એક શેહરથી બીજે શેહર લઈ જાયછે; તથા તે એવાં બનાવેલાં હોયછે કે તે મધેના કમબખતોથી તેમાં બેશી વતીક સકાતું નથી.





## રાત ૧૨૦ મી.

સાહેબ, જ્યારે ગાયાફર વઝીરે કહ્યું કે વઝીર સમશુદીન મહમદ બદરૂદીનને માવાના સમુસામાં મરી નહી નાખવા માટે મારી નાખવાનો દમ ભરાવીઓ ત્યારે ખલીફ હારૂન અલરસીદથી તેની સઘલી ગંભીરતા છતાં હસી પડ્યાં વગર રેહવાયું નહી. બદરૂદીને કહ્યું, "અરે! માવાના સમુસામાં મરી નહી નાખવાને માટે મારા ઘરમાનો સર્વ સામાન ભાંજી તોડી નાખ્યો, મને એક પીંજરાંમાં બંધ કર્યો, અને અંતે શું મને એક લાકડાંસે ખીલા મારી મારી નાખવામાં આવશે? ખોદા! અરે કદીબી કોઇએ એટલો ઘેર ઇનસાફ થયલો સાંભર્યો હશે? શું એ એક મુશલમીનનું કામછે, કે જેઓ સઘલાં માટે એક શરખી છુત અને ઇનસાફને સારૂ મગરૂરી ધરાવેછે?" એમ બોલી તે બહુજ રડવા લાગો તથા પોતાની ફરયાદ જારી રાખી કહ્યું, "નહી, કદી પણ કોઈ માણસ ઉપર એટલો ઘેર ઇનસાફ થયો ન હશે અથવા તેને આતલી સખત સજા કરવામાં આવી ન હશે. શું આએ મનાય તેવુંછે કે સમુસામાં મરી નહી નાખવાને માટે એક માનસનો જીવ લેએ? અરે દુનયામાં માવાનાં સમુસાની સોધજ ન થતે તો બેહ્તર હતું! અરે મારો જનમજ ન થયો હતેતો, થીક થાત!"

દુખી બદરૂદીન હસન ફરયાદ કરતો મુગો રહ્યો નહી; અને જયારે લાકડું લાવી ઉભું કર્યું કે તેથી કમકમી તે બહુજ રડવા લાગો. તે બોલ્યો, "અફસોસ! શું તમો મને આવા ઘાટકી તથા સરમીંદગી ભરેલા મોહતને સ્વાધીન કરસો? અને વલી કયા ધુનાહને માટે? નહી કે ચોરી કરવાને લીધે, કે ખુન કરવાને માટે, ઇ આતો ધરમ પરથી એતેકાડ ઉથવવાને સારૂ. પણ મલઇના સમુસામાં મરી નહી નાખવાને વાસ્તે?"

રાતના ઘણું મોડું થવાથી, વઝીર શમશુદીન મહમદ બદરૂદીનને પાછો પીંજરાંમાં કેદ કરવા ફરમાવ્યું, અને તેને કહ્યું, "કાલ શુધી તું એમાંજ કેડ રેહ; પણ કાલનો દાહાડો પુરો થવા આગમજ હું તારો જાન કબજ કરાવીસ." પછે તે પીંજરૂં લેઇ પાછું ઊંથપર લાધ્યું; એજ વખતે બીજો સઘલો અસબાબ ઉથાવ્યામાં આવ્યો, અને વઝીરે ઘોડે સવાર થઈ પીંજરાંવાલું ઊંથ પોતાની આગલ ચલાવવા ફરમાવ્યું. એ પ્રમાણે સઘલા જનાના સાથ તે શેહરમાં દાખલ થયો. કોઇના પણ મલવા વગર ઘણાક મોહલાઓમા થઇને તે પોતાના મેહલમાં જઈ પોહોતો, જ્યાં તેને પેલું પીંજરૂ ઊંથપરથી ઉતારવાનો હોકમ કર્યો, પણ તેના કહ્યાં વગર તે ઊગાડવું નહી એમ તે લોકોને જનાવ્યું.

જયારે બીજો સઘલો સામાન ઘરમાં લેઇ જતા હતા ત્યારે બદરૂદીની માય તથા ઓરતને એક બાજુ લઇ જઇ, તેને પોતાની બેતીને કહ્યુ, "તારા વર તથા પીતરઇનો આએ પ્રમાણે મેલાપ થવાને માટે ખોદાના હજારો હજાર સુકર

હોજો. તારાં લગનની રાતના તારો ઓરડો કેમ સીગારયો હતો તેની તને યાદ તો હશેજ; તેજ પ્રમાણે જઇ સઘલુ પાછું ગોથવ; અને જો તુને તેમા કાંઇ યાદ ન આવે તો, હુ, મે લખેલા હેવાલ પરથી તુને મદદ કરીશ, કે જે તે વખતે જમે નોધી લીધો હતો.

**ખુબસુરત બાનુ** પોતાના બાપનો હોકમ બજાલાવા ખુશીથી ગઇ; અને મીસરના સુલતાનના ખુંધા ગોડાવાલા સાથ બદરૂદીન હસન ગયો હતો, તેજ પ્રમાણે, દીવાનખાનાઓ સઘલો સામાન ગોથવવાનો હોકમ કર્યો. વઝીર કાગજમાંથી વાચતો ગઓ તેમ નોકરો સઘલુ ગોથવતા ગયા. તખત તથા જે મીનબતીઓ તે વેળા સલગાવામાં આવી હતી તે પણ ભુલી જવામાં આવી નહી.

દીવાનખાનામાં સઘલું તૈઆર થતાંજ, વઝીર પોતાની બેટીના ઓરડામાં ગયો, અને તેને મુકેલી અસલ જગ્યાપર બદરૂદીનના કપડા તથા સીકવીનસની કોથલી મુકી. એ થવા પછે તેને ખુબસુરતબાનુને કહ્યું, "જેવો બદરૂદીન અંદર દાખલ થાય કે આતલો વખત તુને એખલી મુકી જતા રેહવા માટે ફરીઆદ કરજે; અને એને કેજે કે જયારે તું ઊથી ત્યારે તેને તારી પાસે નહી જોવાથી ઘણી અજાએબ થઇ હતી. તેને કેજે કે તેની આએ ચાલને માટે સહવારના તું તારી માય તથા મને એ સઘલુ કહી તેની ચેકડી કરશે." એટલું કેહી તે ત્યાંથી જતો રહ્યો તથા તેની બીછાના પર જઇ સુતી.

શેહરાઝાડી બોલ્યાજ કરત પણ ઊજરડું દેખાવાથી તેણીને મુંગુ રેહવાની ફરજ પડી.




બીજે રોજે વખત થતા હીદનાં સુલતાને, બદરૂદીનની વાર્તાનો અંત શું આવે છે તે જાનવાને બહુ આતુર હોવાથી, તથા માવાના સમુસામાં મરી નહી નાખવાને માટે શું સજા કરવામાં આવેછે તેથી વાકેફ થવાની પોતાની આરજુને ખાતર, શેહાઝાડીને પોતે ઉઘાડી, તથા તેણીની વાર્તા આગલ કરવાને જનાવ્યું, જે તેણીએ નીચે પ્રમાણે કરી:—

વઝીર ગાયાફરે ખલીફને કહ્યું કે, શમશુદીન મહમદે બે ત્રણ સીવાએ સઘલા નોકરોને દીવાનખાનામાંથી કાહાડી મુકયા, જેમને તેને ત્યાંજ ઉભા રેહવા ફરમાવ્યું. એઓને તેને બદરૂદીનને પીંજરામાંથી કાહાડી, તેનો ઝભો વગરે કપડા ઉતારી લેઇ કાંઇ પણ ઇજા કરવા વગર દીવાનખાનામા લેઇ આવી એખલો મુકી દરવાજો બંધ કરી જતા રેહવાનો હોકમ કર્યો.

બદરૂદીન હસન, જોકે પોતાના દુખમાં ગરકાવ હતો, તોપણ તે થાકથી એટલો તો બેભાન સુતો હતો કે વઝીરના નોકરો તેને પીંજરામાંથી કાહાડી તેના કપડા તે જાગે તે આગમજ કાહાડી લઈ, તેને એટલાતો ઝડફથી દીવાનખાનામાં લઇ ગયા કે તે કયાં હતો અથવા તેઓ તેને શું કરતા હતા તેની તેને સમજ વતીક પડી નહી.

જયારે દીવાનખાનામાં બદરૂદીને પોતાને એ-

ખલો જોયો, ત્યારે પોતાની આસપાસ જોતાં, જે ચીજો નજરે પડી તે પરથી તેણે પોતાના લ-



"મારા પ્યારા ખાવીંદ તમે દરવાજામાં શા સારૂ ઉભાછો ?" (સફે ૩૧૭)

ગનની રાત•ચાંદ આવી, તથા અજાએબી સાથે જયા સુલતાનના ઘોડાવાલાને તેને દીઠો

હતો તથા પોતાને જોવા લાગો. તે ઉઠી તથા ગુચવઇ આંખ ચોલવા લાગો; તે પેલું તખત તથા મીનબતીઓ બરતી જોઇ ત્યા ફરી વીચાર કરવા લા-ગો, જે સઘલું તેને આગલ ધ્યાનમાં હતું તેજ મી-

સાલ હતું; વળી એક ઓરડાના ઉગાડા દરવાજા આગલ પોતાના કપડા જેમ તેને મુકયાં હતાં તેમજ પડેલાં જોઇ તેની અજાએબીમાં બહુ વધારો થયો. તેં ફરી આંખ ચોલતો બોલ્યો, "એ કેમ બને! હું ઊંગાયલોછું કે જાગરૂતછું!"

**ખુબશુરત બાનું** જેની એ ગુચવનથી સઘલો વખત મોજ મેલવતી હતી, તે કોચપરથી પોતાનું માંથુ બાહેર કાહાડી, નરમ પ્યાર ભરયા અવાજથી બોલી, "મારા પ્યારા ખાવીંદ, તમે દરવાજામા શા સારૂ ઉભાછો. તમે ઘણો વખત થયો બાહર શું કરોછો. હું ઊથી ત્યારે તમુને મારી નજદીક નહી જોવાથી મને બહુજ અજાએબી પેદા થઇ." તેણીને બોલતાં સાંભરી બદરૂદીનનો ચેહરો ફરવઇ ગયો. તે ઓરડામાં દાખલ થયો, પણ ગયાં દશ વરસના બનાવો યાદ આવવાથી, તથા તે સઘલા એકજ રાતમાં બને એવી તેની ખાતરી ન થવાથી, પોતાના કપડાં તથા સીકીનસની કોથલી જયાં પડી હતી ત્યાં ગયો; તેને તે કોથલી ઉગાડી અને આઇસાક યાઉદીની ચીઠી વાંચી, તેનું જે પેહલું વાહાન બંદરમા આવે તેનો માલ વેચવાને લગતી હતી. ચીઠી એ વખત વાચવા પછે તે બોલ્યો, "અએ ખોદા! અએ સઘલા અજાએબ ગુચવાડાની મને સમજ પડતી નથી!"

તેણી ઓરત જે એના ગુચવાડાથી ખુશી થતી હતી તેણે ફરી કહ્યું, "મારા પ્યારા ખાવંદ ત્યા કાંએ ઉભા રહ્યા?" તેને તેણીની આગલ જઈ કહ્યું, "મેહેરબાની કરી, બાનું, મને કેહશો કે તમોને હું છોડી ગયો તેને ઘણા દીવસ થયાછે." તેણી બોલી, "તમારા સવાલની મને સમજ પડતી નથી. હમનાજ થોડો વાર થયો તમે ઉથી ગયા. ખચીત તમારૂ ધ્યાન કાંઇ ઠેકાને નથી!"

**બદરૂદીન**—બાંનું હું તમોને ખાતરીથી જનાઊછું કે મને કાંઈ સુજ પડતું નથી. તમારી સાથે હું હતો તેની મને યાદછે, પણ સાથે મને એવી પણ ખબરછે કે હું ત્યારબાદ દશ વરસ લગન દમાસકસમા વસ્યો હતો. હું શું કહું? તમારી સાથના મારા લગન થયાં એ મારા મનનો ખોટો વીચાર હોય, અથવા હું તમારાથી છુતો પડયો એ માત્ર સ્વપનોછે?

**ખુબશુરત બાંનું**—મારા ખાવીંદ ખચીત તમો દમાસકસમાં ગયા એવો તમોએ સ્વપનો દીઠો હશે.

એપરથી બદરૂદીન કલેજું ધરી હસી બોલ્યો, "એ કેવો બેવકુફી ભરયો વીચાર હસે! બાંનું, હું તમોને ખાતરીથી કહુંછું કે એ મારા સ્વપનાની હકીકત સાંભલવાથી તમોને રમુજ મલશે. તમો જરા મેહરબાંની કરી વીચારો કે જે પોશાકમા હું હમના તમારી સનમુખછુ તેમાજ હું દમાસકસના દરવાજા આગલ હતો; હું લોકની મસખરી વચે શેહરમાં ગયો, જેવો મારી પુથે લાગા તથા મને અપમાન કરવા લાગા; હું એક મીથઇવાલાની દુકાંનમાં ભરઇ ગયો. જે આગલ ચોરોનો સરદાર હતો; તેને મને પોતાના છોકરા દાખલ કબુલ રાખ્યો, પોતાનો ધંધો સીખવ્યો, તથા પોતાના મોહત પછે તેની સઘલી અસકયામતનો મને વારસ કર્યો; તેના મોહત બાદ હું તેની દુકાંન ચલાવા લાગો, તથા બહું નફા સાથે ધંધો કરતો હતો. તુકમાં, બાનું, મારીપર બીજી ઘણીક બાબદો ગુજરી જે કેહતા ઘણો કંતાલો આવસે; જે સઘલું જાનવા લાયકછે તે એજછે. વળી સારૂં થયું જે હું જાગી ઉઠ્યો, કારણ મને એક લાકડાં સાથ ખીલા મારી મારી નાખનાર હતાં."

તેણીએ અજાએબીનું દોલ ગાલી પુછયું, "એવી ઘાતકી સજાએ તમોને પોહોંચાડવાનુ કારણ શું? ખચીત તમે કાંઇ મોટો ગુનાહ

કર્યો હશે ?" તેને જવાબ દીધો, "કાંઇજ નહી, કાંઇજ નહી, એક જરાને વાસ્તે, અને તેખી વરી ઘણાજ બેવકુફી ભરેલા કારણને વાસ્ને. જે સઘલો ગુનાહ મે કર્યો હતો તે માત્ર એજકે મરી નાખવા વગરનો માવાનો એક સમુસો વેચ્યો." એ સાંભરી કલેજુ ધરી હસ્તી હસ્તી **ખુબશુરત બાંનુ** બોલી, "જો એમજ હોયતો ખચીત તમારા પર ઘણોજ ઘેર ઇનસાફ ગુજર્યોછે." તેને જવાબ દીધો, "અરે એજ નહી! એ સમુસાને લીધે મારા ઘરમાની દરેક જનસ તેઓએ ભાંજી તેના તુકડે તુકડા કર્યા, મને બાંધી બેરી થોકી, અને એક પીજરામાં કેદ કર્યો; પણ ખોદાના શુકર હોજો કે એ સઘલો અંતે સ્વપનોજ થડયો."

એવામાં વખત થવાથી સેહરાઝીડી ચુપ થઈ ગઈ.



પાછલી રાતનાજ જાગી ઉથવાથી સેહરાઝાડી એ વાર્તા નીચે પ્રમાણે પાછી સરૂ કરી:—

બદરૂદીનને આખી રાત ચેન પડી નહી; ઘડી ઘડી ઊઠી તે વીચાર કરતોકે તે સ્વપનો જોતો હતો કે જાગતો હતો; તેને પોતાના આએ નવા સુખપર ખાતરી થતી નહી; અને સઘલું ખરૂં હતું કે નહી તે જાનવા આખા ઓરડામાં તપાસી તપાસી તે જોઆ કરતો, તે બોલ્યો, "નહી એ ભુલતો નથી કરી, તબેલામાના ખુંધા ગોરા વાલાની જગ્યાપર હુંજ એ ઓરડામાં આવ્યો હતો; અને તેને વાસ્તે થેડવેલી ખુબશુરત ઓરત સાથેજ હાલ હું છું." સહવારૂ પડયું પણ તેના વીચારે નકી રૂપ લીધું નહી, જયારે તેના સસરા વઝીર સમશુદીન મહમદ બારણું થોકયું અને અંદર જઇ તેને સલામ કરી.

પોતે જે સખસને સારી પેઠે ઓલખતો હતો અને જેને તેના બહુજ બુરા હાલ કરવા માંગયા હતા તેને જયારે આએ તદન જુદાંજ રૂપમાં દીથે, ત્યારે તે બહુ આસચરીઅ પામ્યો. બદરૂદીન બોલી ઉથ્યો, "હા, તમેજ મારા ઉપર એટલું ઘાતકીપણું ચલાવ્યું હતું, તથા તે વળી સમુસામા મરી નહી નાખવા શારૂં." વઝીર હસવા લાગો, અને તેની ખાતરી કરવા તેને કહ્યું કે, એક જીનના આસરાથી, (કારણ પેલા ખુંધાની વાતપરથી તેને સક હતો કે એક જીનનુંજ એ કાંમ હતું), તે તેણે ઘેર જઇ લાગો હતો, તથા સુલતાંનના તબેલામાના ઘોડાવાલાને બદલે તેના, તેની બેતી સાથ લગન થયા હતાં. વલી તેને જનાવ્યું કે નુરૂદીન અલીની યાદદાસ્ત પોથીપરથી તેની ખાતરી થઇ હતી કે તે તેનો ભતરીજો હતો; અને જે સાહદતપરથી કેરોથી તેની સોધને માટે તેબલસોર ગયો હતો. પછે તેને ઘણાજ પ્યારાથી કોતી કરી કહ્યું, "મારા પ્યારા ભતરીજા, તુને બોલી કાહાડવા પછે જે મે તારાપર જફ્પાડી હતી તેને માટે હું તારી પાસે માંફ માંગુંછું. તુંને તારા સારાં નસીબને માટે વાકેફ કરવા આગમજ મે તુને મેહલમા લાવવાનો થેડાવ કર્યો હતો; અને તેથી તુને જે ઘભરાટ તથા દુખ ઉપજયું હતું તેથી તારૂ આએ નવું શુખ

વધારે પ્યારૂં થાઇ પડશે. તું કપડા પેહેડે તેતલાં હું જઇ તારી માતાને ખબર આપુછું, જેની તુંને મલવાને બહુંજ અધીરી થઇછે; તેણીની સાથે તારા બેતા અજીબને પણ લાઊંછું, જેને તેં દમાસકસમાં દીધો હતો, અને જેને વાસ્તે તેને ઓલખવા વગર તેં આટલો બધો પ્યાર દેખાડયો હતો."

બદરૂદીનની તેની માતા તથા બેતા સાથ મુલાખાત થઇ તે વેળાની તેમની ખુસાલીનું બયાંન કરવાને કોઇ પણ જબાંન કે કલમમાં તાકાત નથી. તેઓએ એકમેકને કોતી કરી તથા જેતલોબી અરસપરસ પ્યાર દેખાડી સકાએ તે સઘલો જાહેર કર્યો. બદરૂદીનની માએ તેની સાથ ઘણાજ પ્યારથી વાત કરી; તેની તેના જુદા પરવા પછે કેટલી અફસોસમાં પડી હતી તથા કેમ દાહાડા કાહાડયા હતા તે તેને કહ્યું નાહાનો અજીમ પોતાના બાપની ગોદમાંથી, દમાસકસમાં કર્યું હતું તેમ નાહસી જવાને બદલે, તેને બહુજ પ્યારથી વલગી પડયો, અને બદરૂદીન હસનથી બરોબર એ પ્રમાણે પોતાનો પ્યાર બેજનામાં વેહચાઇ જવાથી તે જાહેર થઇ શકયો નહી.

તેઓની મુલાખાત થતી હતી તે વખતે વઝીર મેહલ તરફ ગયો, કે સુલતાનને પોતાની મુસાફરીના સુભ પરીનામથી વાકેફ કરે; અને સુલતાન એ સઘલું સાંભરી એટલોતો ખુશી થઈ ગયો કે તેની નોંધ લેઇ પોતાના રાજની તીજોરીમાં તે સાચવી રાખવાને ફરમાવ્યું. શમશુદીન, ઘેર પાછા ફરવા પછે પોતાના કબીલા સાથ સુફરાપર બીરાજયો, તથા સઘલાં ઘેરમા આખો દીવસ ખુસાલી થઈ રહી.

વઝીર ગાયાફરે એ પ્રમાણે બદરૂદીન હસનની વાર્તા પુરી કરવા પછે સુલતાનને કહ્યું કે જે તેને વાર્તા કરવાની હતી તે એજ હતી. ખલીફને એ એટલીતો અજાએબ લાગી કે તેને જરાપણ આનાંકાંની કરવા વગર તેના ગુલામ રેહનને માફી બખશી; તથા પેલા જુવાંન સખસને તેની બાયડીના મોહતથી ઉપજેલા દુખ માટે દીલાસો આપવા, તેને પોતાના જનાનામાની એક ઓરતસે પરણાવીઓ, તથા તેને ઘણીક બખસેસ આપી મુવો ત્યાં લગન તેની બરદાસ્ત કરી.

સહવારનું ઝઝખલું નજર આવવાથી સેહરાઝાદી બોલી, "પણ સાહેબ, જો કે જે વાર્તા મેં હમના પુરી કરી તે ઘણી સારી હતી તોપણ હું એક બીજી વાર્તા જાનુછું જે એ કર્તા પણ વધારે ગમત ઉપજાવે તેવીછે. જો તમો નામવર તે સાંભલસો તો મારી ખાતરીછે કે તમો મારા વીચારને એક મલતા થયા વીના રેહશો નહી."

સેહરીઆર કાંઇપણ જવાબ આપવા વગર ઉઠી ચાલતો થયો, તથા શું કરવું તેને માટે ગુચવાવા લાગો. તેને મનથી વીચાર્યું, "ભલી સુલતાંનાં ઘણી લાંબી વાર્તા કરેછે. એક તેણીએ વાર્તા કરવા માંડી કે તે સઘલી સાંભરીઆં વગર ચાલતું નથી. કેમ કરૂં, આજે એનીને ગરદન મરાઊંકે નહી. નહી, ખચીત હું એમ કરનાર નથી; હું એ પ્રમાણે હુજતઈ કરનાર નથી. જે વાર્તા તેણી કરવા માગેછે તે કદાચ આગલની સઘલીને એક કોરે બેસાડસે. ખચીત તે સાંભરવાની મજાહ હું ખોહી દેનાર નથી; તે પુરી થવા પછે તેણીને ખચીત મારી તો નખાવવાનીજ.






હીંદની સુલતાંનાંને ઉઠાડવાને બીજે રોજે વખત થતાંજ તેણી બેહન દીનારઝાડી ભુલી નહીં; અને સુલતાંનાંએ સુલતાંનની રજા લેઇ, પોતે કબુલ કરેલી વાર્તા નીચે મુજબ કહી સંભલાવી :—



# એક નાહના ખુંધાની વાર્તા.

આગલા વખતમાં તારતરીની હદ આગલ આવેલા ખાસગર શેહરમાં એક દરજી રેહતો હતો, જેની એક ખુબસુરત ઓરત હતી તથા જેને તે બહુ ચાહતો હતો, અને જેનીનો તેનાપરનો પ્યાર પણ ઘણો હતો. એક દાહાડે તે બેઠો બેઠો કામ કરતો હતો ત્યારે એક નાહનો ખુંધો તેણી દુકાંનનાં બારણાં આગલ આવી બેઠો તથા તબુરો વજાડવા અને ગાવા લાગો. દરજી તેને સાંભરી ખુશી થઇ ગયો તથા પોતાની બઇરીને ગમત આપવા તેને સાથે ઘેર લેઇ જવાનો ઠેઠાવ કર્યો. તે મનસે બોલયો, "આએ વેહત્યું, આજે અમો બનેને ગમત થઈ પડશે." તેને તેથી પેલા ખુંધાને અંદર બોલાવ્યો; અને પેલાએ તેનું ઇજન ખુશી સાથ કબુલ રાખ્યું; જેથી દરજી દુકાંન બંધ કરી તેને પોતાને ઘેર લેઇ ગયો. ઘેર જતાંજ, દરજીની ઓરતે તેઓની પાસે એક મોંછલીની રકાબી મુકી; જે ખાતાં ખુંધો, દૈવયોગે કાંટો ગરી ગયો, જેથી, પેલા દરજી તથા તેની બઇરીની ઘણીક યતન કરવા છતાં, તે ગુંગલઇ મરી ગયો.

એથી એ બીચારાં ઘણાં ઘભરાતમાં પડયા, કારણ જો એની ખબર ફોજદારને થાય તો તે બનેને ખુની તરીકે તે પકડી લેઈ જાય. તે દરજીએ મુરદુ ઠેકાંને પાડવાની એક તાલ સોધી કાહાડી. તેણે યાદ આવી કે એક યાઉદી વૈદ્ય તેમના ઘર પાસ રેહતો હતો. શું કરવું તે નકી કરી એ બને જને મલી એકે માંથા તથા બીજીએ પગ તરફથી તે લોથ ઊંચકી તે પેલા ડાકરને ઘેર લેઇ ગયાં. તેઓએ દરવાજો ઠોકયો. જયાંથી એક સીધા દાદર પર થઈ મારપર જવાનું હતું. ચાકરડીએ વગર બતીએ બારણું ઊંગાડી પુછયું કે તેમને શું કાંમ હતું. દરજી બોલ્યો, "મેહરબાંની કરી, દાકટર સાહેબને કેહોકે એક ઘણા કાહેલાં આદ-

મીને તમારી સહલાની ગરજછે." વળી તેણીના હાથમાં પૈસા મુકી તેને જનાવ્યું, "આએ તેને આગમજથી આપ કે તેવનની ખાતરી થાય કે અમે કાંઇ થગ નથી.' પેલી ચાકરડી પોતાના સેઠને તેઓના પેગામથી વાકેફ કરવા ગઈ તેતલાં, દરજી તથા તેની ઓરત તે ખુંધાની લાસ દાદરના છેક ઉપરના કાંદયાં પર મુકી જડફથી જતાં રહ્યાં.

ચાકરડીએ જઇને દાકટરને કહ્યું કે એક મરદ તથા ઓરત બારણા આગલ ઓતીછે, તથા ત્યાં જઇ તેઓ સાથે લાવેલા એક કાહેલીને જોવાની અરજ કરેછે; એમ કહી તેના હાથમાં પેલા પૈસા તેણીએ મુકયા. દાકટર તો આગલથી પૈસા મલવાથી ખુશી થઇ ગયો, અને ધારયું કે કોઈ સજડ બીલલુ હોસે તેથી સીતાબી કરવી જોઇએ. તેને ચાકરડીને કહ્યું, "બતી લેઇ જલડી મારી પછવાડે આવ." એમ બોલી તે દોડતો દાદર આગલ ગયો, તથા એટલોતો જોરથી પેલી લોથને અથડી પડયો કે તે ગગડી દાદર નીચે પડી, અને જેની સાથે પોતે પણ પરતો જરામાં બચી ગયો. તેને બુમ પાડી ચાકરડીને કહ્યું "ચાલ, ચાલ, જલડી બતી લાવ, બતી લાવ!" અને તેણી બતી લાવી તે લેઇ તે નીચે ગયો, પણ જયારે તેને જોયું કે જે તેની થોકરથી પડી ગયું હતું તે એક મુવેલું આદમી હતું ત્યારે તે મુસા, એરન, જુસફ, ઇસ્દ્રસ વગરે પોતાનાં પેગમબરોના નાંમ લેવા લાગો.



તંબુરો વજાવવા તથા ગાવા લાગો. (ઝફે ૩૨૦)

તે બોલ્યો, "કેવો કમબખત હું હતો કે બતી વગર નીચે ઉતરવા ગયો, બચારા જે ગરીબદાને મારી પાસે સારો કરાવા લાયા તેનેજ મે મારી નાખ્યો. બેશક મારાથી એનું મોહત નીપજયુંછે, અને જો ઈસદ્રસનો ગધેડો* મારી મદદે ન આવશે તો મારી કમબખતી થઇછે. ઓ ખોદા! હવે કેમ કરૂં, એને અત્રે લાવનારાં હમનાં આવી નીકલસે તથા ખુની ત-

* હયાં અરબી લખનાર યાહુદીઓની મજાખમાં લખેછે; મુસલમીનો માનેછે તેમ એ ઘંઘેડાપર જયારે ઈસદ્રસ બેબીલોનથી જરૂસલમ ગયો ત્યારે અસવાર થઈ ગયો હતો.

રીકે તેઓ મને ઘસડી બંદીખાને લેઈ જસે.

એ ગુચવાડામાં તે હતો તે છતાં તેને ધ્યાંન રાખી પોતાનો દરવાજો બંધ કરી દીધો કે રસ્તે જતું કોઈ એ બનાવથી વાકેફ થાય નહી, કારણ એને માટે તે પોતાનેજ ગુનેહગાર થેડવવા લાગો. પછે તે એ લોથને પોતાની ઓરતના એક ઓરડામાં લેઇ ગયો, જેની તે જોઇ લગભગ બેસુધ થઈ ગઇ. તેણી બોલી, "અફસોસ! જો એને રાતને રાત થેકાંને પાડવાને કાંઈ ઉપાય મલ્યો નહી તો આપણો તદન નાસ થયાં વના રેહસે નહી. જો એ સહવાર લગન ઘરમા રહીતો થઇ જ ચુકયું. એ કેવી ખમખખતી! તેં એને કેમ કરતાં મારી નાખ્યો?" યાઉધી બોલ્યો. "તે વાત હવે પરતી નાખ, આપણને હાલતો એને થેકાંને કેમ પાડવો તેનો વીચાર કરવો જોઇએ."

સેહરાઝાડી બોલી, "માફ કરજો સાહેબ, આટલું અજવાલું થઇ ગયું તેની મને ફામ રહી નહી." એમ બોલી તેણી ચુપ રહી ગઇ અને બીજી રાતના વાર્તા નીચે પ્રમાણે કરી:—




પેલાં મુરડાંનું રાતની વેળા શું કરવું તેને માટે દાકતર તથા તેની ઓરત વીચાર કરવા લાગાં. દાકતરે કાંઇ ઉપાય સોધી કાહાડવા ઘણાબી ફાંફાં મારયાં પણ કશું વલ્યું નહી; એ ગુચવનમાંથી છુતવાને તેને કાંઈ તાલ સુજી નહી; પણ તેની ઓરત, જે એવા કામને માટે ઘણી હુસ્યાર હતી, તે બોલી, "હમનાં મને એક વીચાર સુજયોછે; એ મુરડાંને આપણા ઘરની અગાસીપર લેઈ જઇએ, અને આપણા મુસલમીન પડોસીનાં ઘરના ધુમાડયાંમાં નાખી આવ્યે."

આએ મુસલમીન સુલતાંનને માટે તેલ, માખણ, તથા એવી બીજી જનસો પુરી પાડતો હતો, અને તેનો મોટો જથો ઘેરમાં ભરી મુકતો; જેથી કરી ત્યાં પુશકલ ઊંદરો થતા હતા તથા તેના માલની બહુ ખરાબી કરતા હતા.

પેલા યાઉધી દાકતરને તેની ઓરતની સુચના પસંદ પડવાથી, તે બને જન તે ખુંધાની લાસ ઊંચકી છાપડાંપર લેઇ ગયા, અને બગલમાંથી દોરડું નાખી, પેલા મુસલમીનના ધુમાડયાંમાં થઈ તેનાં ઓરડામાં એવીતો સંભાલથી ઊતારી કે તે જાને જીવતો હોય તેમ દીવાલસે અથીંગી ઉભો રહ્યો. તેઓએ તેના છેક તલીએ પોહતાં પછી આસ્તેથી દોરડું ખેંચી લીધું તથા તે મુરડાંને ત્યાં મુકી જતાં રહ્યાં. હજુતો તેઓ એમ કરી પાછા ફરયાં ન હતાં તેતલાંમાં પેલો ઘાંચી જે લગનમાં ગયો હતો તે પાછો આયો અને ફાંનસ લેઇ પોતાના ઓરડામાં ગયો. ફાંનસમાંની રોસનીથી તેની નજરે ધુમાડયાંની હેથે ઉભેલું એક માનસ પડયું ત્યારે બહુ અજાએબ થયો; પણ મજબુત બાંધાનો તથા હીમતવાંન હોવાથી તેને એક લાકડી લીધી તથા પેલા ખુંધા નજદીક જઈબોલ્યો, "ઓહો! હું ધારતો હતો કે ઊંદરો મારે ત્યાં માખન તથા ચરબીનો નાશ કરેછે પણ એતો તમો નામદાર મારા ધુમાડયાંમાંથી આવી તફરાવી જતા દેખું!

તોયપણ હું ધારૂંછ હવે તમે ફરી એ રસ્તો જોવા ચાહસો નહી." એમ કહી તેને પેલા ખુંધાને મારવા માડયો તથા લાકડીનાં પુશકલ જપેતા તે મુરડાંપર પડયા; એથી કરી તેની લાસ નીચે પડી ગઈ, જેના ઉપર પેલો વધારે જોરથી જપેતા લગાવવા લાગો. પણ તને જરાબી હીલતાં કે બુમ પાડતાં નહી જોવાથી, થોડોવાર ચુપ ઉભો રહી તેના તરફ જોવા લાગો; અને તેને મુવેલો જોઇ ગેસ્સો સઘલો ઉડી જઇ ધાસ્તીથી તે ધુજવા લાગો.

તમે મારાં ધુમાડયાંને રસ્તે આવી તકરાવી જતા દેખુ.
( સફે ૩૨૧. )

તે બોલ્યો, "હું કેવો કમબખતછું, આએ મારાંથી શું થયું! મે એને મારી નાખ્યો! અફસોસ! મારા કેહરથી મોટી ખરાબી થઇછે! ઓ ખોદા, જો તું મારાપર દયા ન કરસેતો મારો અંત આવ્યોછે! તેલ તથા ચરબી સઘલી ધુલ મલી હતે તો સારૂં કે આવો ધુનાહ કરવાને હું પામત નહીં!" તે એમ બોલતો ફીકો તથા બેભાન બની ઉભો; તે વીચારવા લાગોકે જાને સુલતાંનના અમલદારોએ આવી તેને પકડયો હતો તથા ઇનિસાફને માટે ઘસડી જતા હતા, તથા તેમાંથી બચવાને શું કરવું તેનો તેને ઉપાય સુજતો ન હતો.

એટલે આવતાં પરોઢયુ થવાથી સેહરાઝાદીની જબાંને અતકાવ થયો, પણ ફરી રાત પુરી થતાં તેણીએ નીચે પ્રમાણે વાર્તા આગલ કરી:—




શાહેબ, ખાસગરના સુલતાનને ખોરાકી પુરી પાડનારાએ જયારે પેલાં મુરદાંને સારી પખે સપાતા લગાવ્યા ત્યારે તેની ખુંધ દીથી ન હતી; પણ જેવી તે તેને જોઇકે તે પોતાને હજારો હજાર શરાપ દેવા લાગો. તે બોલ્યો, "ઓ, કમબખત ખુંધા તું સઘલું મારૂ લુટી ગયો હતે ને મારી નજરે ન પડયો હતે તો બેહતર થાત! ત્યારે તારા તથા તારી નાપાક ખુંધને માટે હું એટલો ગુચવનમાં આવી પડત નહી. ઓ સીતારાઓ, મને આએ કાંમમાંથી મોકલો થવા સારૂ તમો મારા સીવાએ બીજા કોઇને રોશની આપતા ના." એ બોલો બોલી તેને તે મુરડાંને પોતાની ખાંધ ઉપર ઉંચકયું તથા મોહલાને નાકે લેઇ ગયો જયાં એક દુકાંનસે અ-

થીગાવી તેને ઉભો રાખી ફરી પાછલ જોયાં વ-ગર ઘેરમાં દારી જઇ ભરાઈ બેઠો.

શાહવારૂં પડવાની જરા આગમજ, એક ખ્રીસ્તી વેપારી જે બહુ દોલતમંદ હતો તથા જે સુલતાંનનાં મેહલને સીંગારવા તહરેવાર જનસો પુરી પાડતો હતો, તે આખી રાત મજાહમાં કાહડવાથી પોતાનાં ઘેરથી હમામખાંનાંમાં જવાને એ રસ્તેથી પસાર થતો હતો. જોકે તેને વધારે લીધેલો હતો તોપણ સહવારૂં પડવા આવ્યું હતું એવી તેને ખબર હતી, તથા સહવારની બંદગીની થોડાવારમાં બાંગ પડશે એવું તે જાનતો હતો. અને તેતલાં માંટે તે ઝડફથી ચાલવા લાગો, કે જલડી હમામખાનાંમાં જઈ પોંહોંચે નહી તરફે કોઈ મુસલમીન બંદગીને ખાતર જતો તેને મલેતો એક છાકત દાખલ પકડી જઈ સજા કરાતે. મોહલાને નાંકે આવતાં, જે દુકાંન સાથ અથીંગાવી, સુલતાંનનાં ખોરાકી પોંહોંચાડનારે, પેલા ખુંધાને ઉભો કર્યો હતો, ત્યાંથી ઝડફમાં ફરતાં તે લોથને આચકો લાગવાથી તે ઊંધેમસ્તકે નીચે પડી. વેપારીએ તેને ચોર સમજી લાત મુકીથી સારી પેઠે નરમ કરી "ચોર, ચોર!" કરી બુમ પાડી.

એ બુમથી ચોકીબાંન ત્યાં દારી ગયો; અને એક ખ્રીસ્તીને એક મુસલમીનને મારતાં જોઈ (કારણ તે ખુંધો આપણા મહજબનો હતો) તે બોલ્યો, "આએ પ્રમાણે એક મુસલમીનને મારવાને તુંને શું કારણછે?" તે વેપારીએ કહ્યું, "એ મને લુતવા જતો હતો, અને મારી પીઠ પરથી આવી મને ગરદનમાંથી પકડવા જતો હતો." સીપઇએ કહ્યું, "જો એજ એનો વાંકછે તો તેને માટે એને પુરતી સજા થઇછે વાસ્તે હવે મુગો મુગો ચાલી જા." એમ બોલી ખુંધાને ઉથાડવા પોતાનો દસ્ત લાંબો કર્યો પણ તેને મુએલો જોઈ તે બોલી ઉઠ્યો, "શું! આએ પ્રમાણે એક ખ્રીસ્તી એક મુસલમીનનું ખુન કરવાને હીમત કરેછે?" એમ કહી તે તેને પકડી ચોકીમાં લેઇ ગયો, તથા ફોજદાર તેનો ઈનસાફ કરવા માગે ત્યાં તુલીક તેને કેદ રાખ્યો. એ વખતમાં પેલો ખ્રીસ્તી વેપારી વધારે હોશમાં આવ્યો, અને જેમ જેમ વધારે વીચાર કરતો તેમ તેમ તેને અજાએબ લાગતું કે આતલા મારથી તે કેમ મરી ગયો હશે.

ફોજદારે ચોકીબાંનની સાખસી સાંભલી, પેલી લોથ તપાસી, જે ત્યાં લાવવામાં આવી હતી, અને તેને માટે ખ્રીસ્તી વેપારીને પુછ્યું, જેનથી પોતાનો ધુનાહ ના પાડી શકાયો નહી, જો કે તે તેને વાસ્તે ખરેખરો નીરદોશ હતો. એ નાહનો ખુંધો સુલતાંનનો નોકર હોવાથી અને તેના મસખેરાઓમાનો એક હોવાથી તેની રજા વગર પેલા ખ્રીસ્તીને ફાંસી દેવો ફોજદારે દરૂસ્ત ધારયું નહી. એટલા માટે સુલતાંનનાં મેહલમાં જઇ તેને સઘલી હકીકતથી વાકેફ કર્યો. જેને તેમે આએ પ્રમાંણે જવાબ દીધો, "એક ખ્રીસ્તી એક મુસલમીનને મારે તેને વાસ્તે હું દયા દેખાડી શકતો નથી." એપરથી નીયાયધીસે ફાંસીનાં લાકડાં ઉભા કરવાનો હોકમ આપ્સે, તથા ગાંમમાં થારી પીતાવી કે એક મુસલમીનને મારી નાંખવા માટે એક ખ્રીસ્તીને ફાંસી દેવામાં આવનારછે.

અંતે પેલા વેપારીને ફાંસીનાં લાકડાં હેથે લાવી ઊભો કર્યો, અને જલાડ પોતાનુ કાંમ બજાવવા જતો હતો, તેવામાં સુલતાંનનો ખોરાકી પોંહોંચાડનાર લોકનાં તોલાં વચેથી તેઓને જરા થોભવા કહી અંદર આયો, અને કેહવા લાગો કે એ ખુન તે ખ્રીસ્તીએ કર્યું ન હતું પણ તેને માટે તે પોતે ધુનેહગાર હતો. એપરથી જે અમલદાર એ કાંમને માટે હાજર હતો તે પેલા ખોરાકી પુરી પાડનારને સવાલ